"सा विद्या या विमुक्तये"

# પાટીદાર વિદ્યાર્થી ભવન

(નખત્રાણા)

ઉદ્‌ઘાટન સમારોહ તથા પરિષદની કાર્યવાહીનો

# અહેવાલ



પ્રકાશક :

અહેવાલ સમિતિ

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ

"सा विद्या या विमुक्तये"

# પાટીદાર વિદ્યાર્થી ભવન

(નખત્રાણા)

ઉદ્‌ઘાટન સમારોહ તથા પરિષદની કાર્યવાહીનો

# અહેવાલ



પ્રકાશક :

અહેવાલ સમિતિ

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ

With Best Compliments From:

Rare Opportunity

Owning Ownership Flats



in
Fourteen Storied

**"ASHOKA APARTMENTS"**

Nepean Sea Road, BOMBAY
( UNDER CONSTRUCTION )
**Flats 2–3–5 Bedrooms Facing Sea and Garden**
**( Petit Hall )**
All Modern Amenities "SWIMMING POOL"
Main Garden–Childrens Park

AND

**BANDRA**
**ELCO ARCADE**

Air Conditioned Shopping Centre & Residential Flats
**Near New Talkies, Hill Road, BANDRA.**

# V. K. LALCO PRIVATE Ltd.

**1–A, Sindhu House, Nanabhoi Lane,**
**Fort, BOMBAY–1.**

**Telephone : 254765**

With Best Compliments from :

# વીનુભાઇ ચંદુલાલની કું.

દરેક જાતના પાઇપ્સ, ફીટીંગ્સ, સેનીટરીવેર

અને પ્લમ્બર્સ સામાનના વેપારી

નં. ૬૩, નાગદેવી સ્ટ્રીટ, મુંબઇ-૩.

FOR EVERYTHING IN

**Sanitaryware**

ASBESTOS CEMENT PIPES. BURN'S JABALPUR STONEWARE PIPES, CAST IRON PIPES. SHANKS' NOMOS, E.L. C.'S TYPHOON, & I.F. CISTERNS.

ALSO STOCKISTS OF GALVANISED & BLACK PIPES OF I. T. C. MAKE, SANITARYWARE -FOREIGN & INDIAN MAKE.

**VINUBHAI CHANDULAL & CO**

63, NAGDEVI STREET
BOMBAY-3
Tel. 39182 Grams: Stoneware

| ટેલીગ્રામ : | Phone : | ટેલીફોન : |
|---|---|---|
| સ્ટોનવેર | 324282 | ૩૨૪૨૮૨ |





"सा विद्या या विमुक्तये"

# પાટીદાર વિદ્યાર્થી ભવન

(નખત્રાણા)

## ઉદ્‌ઘાટન સમારોહ તથા પરિષદની કાર્યવાહીનો

# અહેવાલ

પ્રકાશક :

અહેવાલ સમિતિ

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ

# વિષયસૂચિ



પ્રકાશક : વીરેન્દ્ર પટેલ : અધ્યક્ષ, અહેવાલ સમિતિ. પ્રત ૫૦૦૦.
મુદ્રક : કિ. લા. ગણાત્રા, ટ્રેન્ડ પ્રીન્ટર્સ, સ્વદેશી મીલ્સ એસ્ટેટ ગીરગામ, મુંબઇ-૪

પરમ પૂજ્ય ગુરૂદેવ શ્રી ઓધવરામજી મહારાજ



પૂજ્ય મહારાજશ્રીની પૂનિત પ્રેરણાથી પાટીદાર ભવનનું સર્જન થયું, આપણી જ્ઞાતિની ઉન્નતિ તથા સુધારા અર્થે જેમણે આજીવન સતત પ્રયાસો કર્યા, જેને લીધે આપણી સમસ્ત જ્ઞાતિ પૂજ્ય મહારાજશ્રીની કાયમ માટે ઋણી બની છે.

ઓધવરામ બાપનું ફોટું સહુથી પહેલા છે. માટે એ દર્શાવે છે કે ઓધવરામ બાપાના અનુયાયીઓ દ્વારા આ કાર્ય કરવામાં આવેલ છે.

# સમાજના આદ્ય સુધારક



**સ્વ. નારાયણ રામજી લીંબાણી** (વીરાણી)

અઘોર નિંદ્રામાં સુતેલી જ્ઞાતિને જગાડવાનો જેમણે ભગીરથ પ્રયત્ન કર્યો, અજ્ઞાનતાનો અને અણસમજનો અડગતાપૂર્વક સામનો કર્યો, જ્ઞાતિને આજની આબાદીની કક્ષાએ મૂકવા માટે અથાગ પરિશ્રમ લીધો, અને જેમણે માટીમાંથી માનવી સર્જ્યાં.



# નિવેદન

તા. ૧૦-૫-૧૯૬૦ ના રોજ પાટીદાર ભવન, નખત્રાણા ખાતે મળેલ આપણી જ્ઞાતિની પરિષદ તથા તા. ૧૧-૫-૧૯૬૦ના રોજ થયેલા ઉપરોક્ત પાટીદાર ભવનના ઉદ્‌ઘાટન સમારોહનો, સમાજના બંધારણ તથા પાટીદાર ભવન નખત્રાણાની પ્રવૃત્તિનો ૧૯૬૦-૬૧ તથા ૧૯૬૧-૬૨નો આ અહેવાલ આપ સમક્ષ રજુ કરતાં અમને ઘણો આનંદ થાય છે.

ઉપરોક્ત બંને પ્રસંગો એ આપણી જ્ઞાતિ માટે અતિ યાદગાર પ્રસંગો હતા. એ પ્રસંગો સફળતાપૂર્વક પાર પડ્યા છે. તેથી તો આપ સૌ સુવિદિત હશો જ. પરંતુ એ સમારંભોનો આ સવિસ્તર અહેવાલ એ પ્રસંગોએ કારણવસાત્ હાજર ન રહી શકનાર આપણા જ્ઞાતિજનો અને અન્ય જ્ઞાતિ હિતેચ્છુઓને એ પ્રસંગોનો મહદ્અંશે ખ્યાલ આવે એ હેતુથી આ પ્રકાશન હાથ ધરવામાં આવ્યું છે. આ ઉપરાંત એ પરિષદ તથા ઉદ્‌ઘાટન સમારોહની કાર્યવાહી લાંબા વખત સુધી સ્મૃતમાં જળવાઈ રહે એ હેતુ પણ અમારા લક્ષ બહાર નથી.

ઉપરોક્ત પ્રસંગો સમાપ્ત થયા પછી શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજની કારોબારીએ આ અહેવાલ તયાર કરવા માટે નીચેના સભ્યોની બનેલી એક અહેવાલ સમિતિ નીમી.

૧. શ્રી. વિરેન્દ્ર શીવદાસ — મુંબઇ
૨. શ્રી. કરશન ભીમજી — કલકત્તા
૩. શ્રી. ખીમજી કચરા — મુંબઇ
૪. શ્રી. પચાણ શીવજી — નાગપુર
૫. શ્રી. માવજી ધનજી — મુંબઇ

અહેવાલ સમિતિના પ્રયાસોનું શુભ પરિણામ એ આ અહેવાલ...એ આપની સમક્ષ અમે રજુ કરીએ છીએ. આપ સૌ આ અહેવાલ ઉપરથી જોઇ શકશો કે અહેવાલ સમિતિએ પોતાનું કાર્ય કેટલી સફળતાથી પાર પાડ્યું છે. આ કાર્ય બદલ અહેવાલ સમિતિના સભ્યોને શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ ધન્યવાદ આપે છે.

અમે એ પણ જાણીએ છીએ કે આ અહેવાલ બહાર પાડવામાં સારી એવી ઢીલ થઇ છે, પરંતુ એ અનિવાર્ય સંજોગોને લીધે બન્યું છે. સાથે સાથે અહેવાલ મોડો બહાર

પડે છે તેથી થોડો લાભ પણ થયો છે. એક તો ફંડમાં લખાવેલી રકમો લગભગ પૂરેપૂરી આવી જાય અને એ સર્વે દાતાઓની નામાવલિ એકત્રિત રીતે આપી શકાય. એ હેતુથી આ પ્રકાશનમાં થોડીક ઢીલ થઈ છે. બીજું ઢીલને પરિણામે આપણા છાત્રાલયનાં પ્રથમ બે વર્ષની કામગીરીનો સાંગોપાંગ અહેવાલ પણ આ અહેવાલ સાથે આપી શકયા છીએ.

આ ઉપરાંત બોર્ડિંગને લગતી પ્રવૃત્તિઓનો ટુંક અહેવાલ ઉદ્‌ઘાટન સમારોહ પ્રસંગે જ છપાવી પ્રસિધ્ધ કરવામાં આવ્યો હતો. અને આપણી પરિષદે જ્ઞાતિ બંધારણના બનાવેલા ધારા–ધોરણો અને બંધારણ–જેની જબરી માંગ હતી અને જે સર્વે જ્ઞાતિ ભાઈ બહેનોને વહેલામાં વહેલી તકે પહોંચાડવાની જરૂર હતી. તે–પણ એક પુસ્તિકારૂપે ગયે વર્ષે પ્રગટ કરવામાં આવી હતી. આ સંજોગોને લઈને આ અહેવાલ થોડોક મોડો બહાર પાડી શકાયો છે તે બદલ આપ અમને ક્ષમા આપશોજ એવી અમને ખાત્રી છે.

આ અહેવાલ છપાવવાનું ખર્ચ આજની વિષમ પરિસ્થિતિમાં ખૂબજ આવે એ તો નિર્વિવાદ છે. અહેવાલ સમિતિએ આ અહેવાલનો બની શકે તેટલો વધુમાં વધુ ખર્ચ જાહેરખબરો મેળવી તે દ્વારા ઉભો કરવાનો નિર્ણય લીધો. અને તદનુસાર આપ જોઈ શકશો કે જાહેરખબર આપનારા સજ્જનોએ એને સારો આવકાર આપ્યો છે. એ સૌ સજ્જનોનો અમે આ સ્થળે હાર્દિક આભાર માનીએ છીએ.

અહેવાલને લગતી સવિસ્તર હકીકતો અહેવાલ સમિતિએ અન્યત્ર નોંધી છે. એટલે તેની પુનરોક્તિ કરવાનું યથાર્થ નથી.

અંતમાં, પાટીદાર ભવન જેવી ગૌરવભરી સિદ્ધિ હાંસલ કરાવવામાં આપણી જ્ઞાતિને દરેકે દરેક રીતે સહાય કરનાર સૌ સજ્જનોના અમે આભારી છીએ. અને પ્રભુને પ્રાર્થના કરીએ છીએ કે આપણી જ્ઞાતિ આવતાં વર્ષોમાં સિદ્ધિનાં વધુ ને વધુ ઉન્નત શિખરો સર કરે.

**રામનવમી**
સં. ૨૦૧૯

**શીવદાસ કાનજી પટેલ**
પ્રમુખ
**શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ**

VSAK: 02-Apr-1963

# અહેવાલ સમિતિ તરફથી અમારે કહેવાનું છે કે :—

શ્રી. કચ્છ કડવા પાટીદાર સમાજ તરફથી આ અહેવાલ તૈયાર કરવાની જે જવાબદારી અમારા ઉપર મૂકવામાં આવી તે જવાબદારી લેતાં સ્વાભાવિક રીતેજ અમને સંકોચ થયો. અમારી શકિતઓની મર્યાદાનું અમને સંપૂર્ણ ભાન હતું. આ ઉપરાંત અમે અમારા ધંધા-વ્યવસાય અંગે એકબીજાથી ખુબજ દૂર દૂર રહીએ છીએ. એટલે એકબીજાનો સંપર્ક સાધવામાં અનેક મૂશ્કેલીઓ પડે તે આપ સમજી શકો છો, આમ છતાં પણ અમારી ત્રૂટીઓ, ઉણપો અને મર્યાદાઓ તરફ કંઇક બેફીકરાઇ દાખવીને પણ સમાજે અમારા ઉપર મૂકેલી જવાબદારી યથામતિ તથા યથાશકિત પાર પાડવાનો અમે પ્રમાણિક પ્રયત્ન કર્યો છે.

અમારામાંથી કોઇ લેખક કે સાક્ષર નથી. હકિકતમાં આવી પ્રવૃત્તિનો અમને કોઇને કંઇ ખાસ અનુભવ નથી. પરંતુ આ કાર્યને અમારી ફરજ માનીને અમે સ્વીકાર કર્યો અને એ ફરજ બજાવવા માત્ર હિંમત અને આપની શુભેચ્છાઓ રૂપી ભાતાં સાથે અમે કમ્મર કસી છે, અમે જાણીએ છીએ કે માત્ર હિંમત અને શુભેચ્છાઓથી કોઈ કાર્યને સફળતા મળતી નથી. અમે જ્યારે આ અહેવાલ લખવાની શરૂઆત કરી ત્યારે પહેલીજ વાર અમને ખબર પડી કે, આ અહેવાલ જે નોંધો ઉપરથી તૈયાર કરવાનો હતો, તે કેટલી બધી ટાંચી હતી ! કેટલાય પ્રસંગોએ માત્ર વકતાઓની નામાવલીથી જ અમારે સંતોષ માનવાનો રહેતો. એવા પ્રસંગોએ અમારે અમારી મર્યાદિત સ્મરણશકિતનો આશરો લેવો પડયો છે. અગર તો ઉપસ્થિત સજ્જનોની સ્મરણશકિત ઉપર આધાર રાખવો પડયો છે. આ રીતે તૈયાર થયેલો આ અહેવાલ, અમે આપની સમક્ષ રજુ કરીએ છીએ. એમાં અમને સફળતા મળી છે કે નહીં એનો નિર્ણય તો આપ વાંચકો જ કરી શકો. અમારા પક્ષે તો અમારે એટલુંજ કહેવાનું છે કે આ કાર્યને માટે અમારી શકિત અને સમય વાપરવામાં અમે કચાશ રાખી નથી.

કેટલીક પૂર્વ તૈયારીઓ કરી લીધા પછી અહેવાલ સમિતિની પહેલી મીટીંગ નાગપુર ખાતે ૧૯૬૧ના મે માસમાં મળી. આ પહેલાં, આગળ પ્રમુખશ્રીના નિવેદનમાં જણાવ્યું છે તેમ, સમાજની કારોબારીએ આ અહેવાલ સમિતિની નિમણુક કરી દીધી હતી, અને એ અન્વયે અમે અમારી કામગીરી ચાલુ કરી દીધી હતી. પરંતુ આપણા બંધારણ અનુસાર આ અહેવાલ માટે અંદાજાયેલો ખર્ચ સમાજની સામાન્ય સભામાં જ મંજુર કરાવીને કરી શકાય. એટલે તા. ૨૯-૫-૬૨ના નખત્રાણા ખાતે મળેલી સમાજની સામાન્ય સભામાં આ અહેવાલના ખર્ચ વગેરે બાબતોને લગતો ઠરાવ કરવામાં આવ્યો હતો. આમ સમિતિની કાયદેસરની પ્રવૃત્તિ તે તારીખથીજ શરૂ થઇ ગણાય.

અહેવાલ સમિતિએ જ્યારે પોતાના કાર્યની રૂપરેખા નક્કી કરી ત્યારે જ અહેવાલ છપાવવાનો ખર્ચ વધુમાં વધુ જાહેરખબરો મેળવીને પૂરો કરવાનો નિર્ધાર કર્યો હતો. અને અમને જણાવતાં અતિ હર્ષ થાય છે કે સમાજના પ્રમુખ શ્રી શીવદાસભાઈના અથાગ પરિશ્રમના કારણે અને જાહેરખબર આપનાર સજ્જનોએ આપેલા સહકારને લીધે આ અહેવાલનો તમામ ખર્ચ જાહેરખબરમાંથી જ પૂરો થઈ ગયો છે. અને સંસ્થાને પોતાના ભંડોળમાંથી આ અહેવાલના ખર્ચ બદલ એક રાતી પાઈ પણ ખરચવી પડી નથી. જાહેરખબર આપનાર સજ્જનોની શુભ નામાવલી આ અહેવાલમાં અન્યત્ર આપવામાં આવી છે. સમાજ આ સજ્જનોનો હાર્દિક આભાર માને છે અને એમણે આપેલા સહકાર બદલ એમને અભિનંદન આપે છે.

પરિષદ તથા ઉદ્‌ઘાટન સમારંભ પછી લગભગ ત્રણ વરસે આ અહેવાલ બહાર પડે છે. આને માટે જો કોઈની પણ જવાબદારી હોય તો તે અહેવાલ સમિતિની છે અને એ ઢીલ બદલ અમે આપની દરગુજર ચાહીએ છીએ, પરંતુ આ વિલંબ થવાને લીધે અમારી દૃષ્ટિએ થોડોક ફાયદો પણ થયો છે. અને તે એ, કે સમય પસાર થવાની સાથે આપણે પરિષદમાં કરેલી કામગીરીના પ્રત્યાઘાતો જાણવાનો આપણને લાભ મળ્યો છે. આપણે કરેલા સમાજના ધારા–ધોરણોનો અમલ કેવી રીતે થઈ રહ્યો છે, સમાજ એ ધારા–ધોરણોને કેટલી હદ સુધી અપનાવી શક્યો છે, ધારા–ધોરણો પાળવામાં ક્યાં ક્યાં વાસ્તવિક રીતે મૂશ્કેલીઓ ઉભી થાય છે વગેરે હકિકતો આ સમય દરમ્યાન આપણને જાણવા મળી છે થોડાક અપવાદો બાદ કરતાં અમારું એમ માનવું છે કે સમાજનાં ધારા–ધોરણો ઠીક ઠીક પ્રમાણમાં પાળવામાં આવે છે. જ્યાં જ્યાં ભંગ થતો દેખાતો હોય ત્યાં ગેરસમજ વધારે જવાબદાર છે એમ અમારું માનવું છે. આ વસ્તુ પ્રચારથી સુધારી શકાય. એવા કિસ્સાઓ કે જેમાં સમાજના બંધારણનો જાણી બુઝીને છડેચોક ભંગ કરવામાં આવ્યો હોય, તેવા કિસ્સાઓમાં હાલને તબક્કે સમાજ કંઈજ ન કરી શકે, એ પરિસ્થિતિ ઘણા ભાઈઓને ખૂંચે છે. એવા ભાઈઓને અમારે એટલુંજ જણાવવાનું કે સમાજ પાસે એવી કોઈ સત્તા નથી કે જેથી તે ફરજીયાત ધારા–ધોરણો પળાવી શકે. એ હકિકત છે કે કાયદેસર બાળલગ્નો કરી શકાય નહીં અને છતાં પણ એવા દાખલાઓ બને છે અને રાજસત્તા આવા ગુનેગારો તરફ કાયદેસર પગલાં પણ લે છે. છતાં બાળલગ્નો થતાં નથી એવું તો બનતું જ નથી, તો આપણા સામાજીક ધારા ધોરણોનો ક્યારેક ભંગ થતો દેખાય તેથી નાહિંમત અથવા ગુસ્સે થવાનું કારણ નથી. સમાજ સુધારાના કાર્યો ધીરજ અને સમતા માગી લે છે. સુધારો ક્યારે પણ બળજબરીથી અને જલ્દી કરી શકાતો નથી. આ વાત હંમેશાં આપણે ધ્યાનમાં રાખવાની છે.

આમ સમગ્ર પરિસ્થિતિનું અવલોકન કરતાં અમને એમ લાગે છે કે ઝાઝા ભાગના ધારા ધોરણોનું મહદ્દઅંશે નિષ્ઠાપૂર્વક પાલન થઈ રહ્યું છે. અને એને લીધે જ્ઞાતિને ઘણો જ ફાયદો થયો છે. એવો કિસ્સો ભાગ્યે જ જાણવામાં આવ્યો છે કે જ્યાં લાગા લગમની લેતી દેતી સમાજના ધારાધોરણ અનુસાર કરવામા ન આવી હોય. ધારા ભંગના જે થોડાક દાખલાઓ જાણવામાં આવ્યા છે. તેમાં મુખ્યત્વે કરીને બે પ્રકારના ભંગ માલમ પડે છે. એક

તો જાનમાં લઈ જવાની સંખ્યા જે પચીસ માણસની છે તે નિયમનો ભંગ અને બીજું મૃત્યુ પાછળ દાડા ન કરવાના ઠરાવનો ભંગ. આમાં બીજી બાબત પહેલી લઈએ તો અમે એમ ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ કે આ ધારાનો ભંગ જેટલો ધારવામાં આવે છે એટલા પ્રમાણમાં નથી થતો. આપણે ખાસ સમજવાની વાત એ છે કે આવો ધારો હોવા છતાં કેટલા દાડા કરવામાં આવ્યા છે ? અને જો જ્ઞાતિએ આવો ધારો ન બનાવ્યો હોત તો કેટલા દાડા થયા હોત ? આ રીતે જો વિચારવામાં આવે તો અમને ખાત્રી છે કે કોઇપણ ભાઇને નિષ્પક્ષ રીતે જોતાં એમ જરૂર લાગશે કે આ ધારાનો ભંગ જેટલા પ્રમાણમાં કહેવામાં આવે છે તેટલા પ્રમાણમાં થતો નથી.

જાનમાં પચીસ માણસથી વધારે ન લઇ જવાના ધારા બાબત વિચાર કરતાં અમને એમ લાગે છે કે આ નિયમનો ભંગ પણ ધારવામાં આવે છે અથવા તો પ્રચાર કરવામાં આવે છે એટલા પ્રમાણમાં થતો નથી, હકિકતમાં આપણે આપણા ધારા–ધોરણો એવી રીતે બનાવ્યાં છે કે જો અમુક ધારા–ધોરણોનું વ્યવસ્થિત અને પ્રમાણિકપણે પાલન કરવામાં આવે તો બીજા ધારા–ધોરણોનું આપ મેળે જ પાલન થઇ જાય છે. આપણે દર ત્રણ વરસે સમૂહ લગ્નોની પ્રથા માન્ય કરી છે અને અપનાવી છે. છૂટાં લગ્નો કરવાની માત્ર અપવાદરૂપે જ મંજુરી આપી છે. જો સમૂહ લગ્નો કરવામાં આવે તો જાનમાં પચીસ કરતાં વધારે માણસ લઇ જવાના ઠરાવનો કોઇપણ સંજોગોમાં ભંગ થવો અતિ મૂસ્કેલ બની જાય. એટલે જો જ્ઞાતિભાઇઓ છૂટાં લગ્નો કરવાનો મોહ જતો કરે અને સર્વમાન્ય સમૂહ રીતે દર ત્રણ વરસે લગ્નો કરે તો આપણા ધારા–ધોરણોનું પાલન થાય. અને ધારા–ધોરણના ભંગની જે વાતો આપણને સંભળાવવામાં આવે છે તે આપણે ન સાંભળવી પડે.

એવું સૂચન કરવામાં આવે છે કે પરિષદ ભરાયાને ત્રણ વરસ થઇ ગયાં, તો હવે ફરીને એક વખત પરિષદ કેમ ન બોલાવવી ? અમે આવા સૂચનને આવકારીએ છીએ. પરંતુ એ ન ભૂલવું જોઈએ કે પરિષદ બોલાવવી એ સહેલી વાત નથી. એમાં પૈસાની તો જરૂર રહેજ છે, પરંતુ સાથે સાથે સમયનો ભોગ આપનાર કાર્યકર્તાઓની સવિશેષ જરૂર રહે છે. લાંબા સમયના પ્રચારની જરૂર રહે છે, એટલે આપણા કાર્યકર્તાઓ આ દિશામાં જરૂરી પગલાં લે અને આવતા એકાદ વરસમાં જો પરિષદ મેળવી શકાય તો તે જ્ઞાતિના હિતમાં જ થશે.

સમાજની બોર્ડીંગની પ્રવૃત્તિ વ્યવસ્થિત રીતે ચાલી રહી છે. દર મહિને બોર્ડીંગની પ્રવૃત્તિનો ટૂંકો અહેવાલ આપને મોકલવામાં આવે છે. પહેલાં બે વરસનો અહેવાલ અન્યત્ર આપવામાં આવ્યો છે. તે ઉપરથી આપને વિદિત થશે કે બોર્ડીંગનું કામ કેવો સંતોષકારક રીતે ચાલી રહ્યું છે. સમાજની પ્રવૃત્તિઓ માટે દાતાઓએ જે ઉલ્લાસ અને ઉત્સાહથી સમાજના ભંડોળમાં નાણાંનો પ્રવાહ વહેવડાવ્યો છે તેથી તો કોઈપણ જ્ઞાતિબંધુની છાતી ગજગજ ફુલે. આ દાતાઓની શુભ નામાવલી અમે અન્યત્ર આ અહેવાલમાં પ્રગટ કરી છે.

આ સજ્જનોની આપણી જ્ઞાતિ કાયમને માટે ઋણી બની છે, આ દાતાઓમાં એવા પણ સજ્જનો છે જેમણે શરૂઆતમાં ઓછી રકમ લખાવી હતી, પરંતુ ત્યાર પછી સમાજે તા. ૧૨–૫–૬૦ ના દીવસે લીધેલા નિર્ણય અનુસાર પાટીદાર ભવનના રૂમ ઉપર રૂા. ૫૦૦૧ અગર વધારે રકમ આપનાર વ્યકિતનું નામ મૂકવાનું હોવાથી પોતાની મેળે રૂા. ૫૦૦૧ સુધી વધારી આપી છે. આ સૌ દાનવીર સજ્જનોને અમારા હાર્દિક અભિનંદન.

પરંતુ સમાજની પ્રવૃત્તિઓ માટે પૈસાની કાયમી જરૂર રહે એ તો દેખીતું જ છે. એટલે જ્ઞાતિબંધુઓને અમારી નમ્ર વિનંતિ છે કે તેઓ પોતાને ત્યાં આવતા શુભ અગર તો ખુશાલીના પ્રસંગોએ બોર્ડીંગને હંમેશાં યાદ કરી કંઈક ને કંઈક રકમ મોકલાવે. વાર તહેવારે જ્યાં જ્ઞાતિબંધુઓ ભેગા થાય ત્યાં પણ બોર્ડીંગ માટે સમયાનુસાર ફાળો ઉધરાવે તથા સમાજના સભ્યો બની સમાજની પ્રવૃત્તિઓમાં સક્રિય રસ લે. જેમનાથી બની શકે તેઓ આજીવન સભ્ય બની બીજા જ્ઞાતિ ભાઈઓ માટે દાખલો બેસાડે. અત્યાર સુધીમાં નોંધાએલા આજીવન સભ્યોની યાદી આ અહેવાલમાં અન્યત્ર અમે પ્રગટ કરી છે. અમારો દૃઢ વિશ્વાસ છે કે આ યાદીમાં ઓછામાં ઓછા એક હજાર નામ બહુ વખત પસાર થાય ત્યાર પહેલાંજ થઈ જશે. અને આમ સમાજને સારૂં એવું ભંડોળ પ્રાપ્ત થશે અને સક્રિય કાર્યકર્તાઓની ખોટ પણ પૂરી પડશે.

આપણા સમાજની કેળવણીની પ્રગતિની દિશામાં આપણી બોર્ડીંગ એ તો માત્ર પ્રથમ પગલું છે. આપણા મનોરથો તો છે જ્ઞાતિના કોઇપણ બાળકની–તે ગમે ત્યાં વસતો હોય તો પણ–આર્થીક કારણોને લઇને કેળવણી અટકી ન જાય તે જોવાના. યોગ્ય કિસ્સાઓમાં કોલેજોમાં તો શું પરંતુ પરદેશ ભણવા જવા માટે સ્કોલરશીપો આપી શકીએ એવી પરિસ્થિતિ નિર્માણ કરવાનો આપણો આદર્શ છે. આને માટે એક કેન્દ્રીય ફંડની શરૂઆત કરવી અતિ જરૂરી છે. જેમાં દર વરસે દરેક જ્ઞાતિભાઈ પછી તે ખેડૂત હોય કે વેપારી હોય, વકીલ હોય કે ડોકટર હોય, હાથે કામ કરતો કારીગર હોય કે કોન્ટ્રેકટર હોય, સૌએ નિયત કરેલી રકમ આ ભંડોળમાં હરસાલ આપવી જ જોઇએ. આવી કોઇ યોજના ઘડી કાઢવાનો સમય હવે પાકી ગયો છે. ઉપર જણાવ્યું છે તેમ હવે પછી મળનારી આપણી પરિષદ આ બાબતમાં ઘટતું કરશે એવી અપેક્ષા રાખવી અસ્થાને નથી.

અહિં 'પાટીદાર વિદ્યાર્થી' ભવન' ના મકાન વિષે થોડીક રસપ્રદ માહિતિ આપવી અસ્થાને નથી. પાટીદાર ભવનની કુલ જમીન આશરે ૧૪૦૪૮૧ ચોરસ ફૂટ છે. તેમાં ૧૮૦૦૦ ચોરસફૂટમાં બાંધકામ કરેલ છે, બાકીનો પ્લોટ ખુલ્લો મુકેલ છે. જેમાં શાકભાજીના વાવેતર માટે જમીન તથા રમતગમત માટે ચોગાન તથા અવર જવર માટે રસ્તાનો સમાવેશ થાય છે. પાટીદાર ભવનની પાછળ મૂકેલ જમીનમાં મોટાં વૃક્ષો વાવેલ છે. બાંધકામની વિગતો ક્રમવાર નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| (૧) વિદ્યાર્થી ભવન | ૩૧૦૫૦૦, | ઘનફૂટ |
| (૨) દર્શનમાં પ્રવેશ દ્વાર તથા ઓરડા | ૨૪૫૦૦, | ,, |
| (૩) વરંડાવાળી ભોજનાલય રસોડું તથા કોઠાર | ૭૫૦૦૦. | ,, |
| (૪) નાહવા માટે બાથરૂમો | ૩૩૭૫ | ,, |
| (૫) બળતણ રૂમ | ૩૮૦૦ | ,, |
| (૬) સંડાસ – ૪ | ૧૦૦૦ | ,, |
| (૭) પાણીની ટાંકી ઉપર | ૯૭૫ | ,, |
| | કુલ ૪૧૯૧૫૦ | ,, |

ઉપરોક્ત બાંધકામ પાછળ સુમારે ખર્ચ રૂા. ૨,૬૫,૦૦૦ બે લાખ પાંસઠ હજાર થયો છે. આમ વિદ્યાર્થી ભવનનું પૂરું બાંધકામ, ફરતી કમ્પાઉન્ડ વોલ તથા રસ્તા વગેરે સહિત એક ઘનફૂટના અંદાજે ૬૪ નવા પૈસાના હિસાબે થયું છે. આવા સસ્તા છતાં અતિ સુંદર બાંધકામનો યશ આપણા અગ્રેસરોએ બતાવેલી કર્તવ્યનિષ્ઠા અને મહેનતને ફાળે જાય છે. બાંધકામ વિષેની આ રસપ્રદ માહિતિ અમને પૂરી પાડવા બદલ અમે શ્રી લાલજીભાઈ દાનાભાઇના આભારી છીએ.

પરિષદ ભરતી વખતે આપણી જ્ઞાતિની વસ્તી ગણત્રી કરવાનો વિચાર કરવામાં આવ્યો હતો. તે અનુસાર કચ્છનાં ગામે ગામથી તેની વસ્તીના આંકડાઓ મેળવવામાં આવ્યા હતા, એ આંકડાઓ અનુસાર આપણી જ્ઞાતિની કચ્છના ૧૧૨ ગામોમાં કુલ વસ્તી અંદાજે સંખ્યા ૬૩૦૦૦ ની છે. આ ઉપરાંત ગુજરાતના લગભગ નાના મોટા ૪૦૦ કમ્પાઓમાં આપણી જ્ઞાતિ પથરાએલી પડી છે જેની સંખ્યા અશરે ૬૦૦૦૦ સાઠ હજારની જાણકારોના અંદાજ પ્રમાણે છે, તદુપરાંત કચ્છ અને ગુજરાતના કંપાઓ સિવાય સમસ્ત ભારતમાં વસતા આપણા જ્ઞાતિભાઇ બહેનોની સંખ્યા આશરે ૨૨૦૦૦ બાવીસ હજારની ધારવામાં આવે છે. આમ આપણી જ્ઞાતિની સમસ્ત સંખ્યા અંદાજે ૧૪૫૦૦૦ની થવા જાય છે. આમ આપણી જ્ઞાતિ સંખ્યામાં બહુ ઝાઝી નથી પરંતુ કચ્છ ગુજરાતની ખેતીની આબાદીમાં આપણી જ્ઞાતિનો હિસ્સો નાનો સૂનો નથી. એવીજ રીતે ઇમારતી લાકડાના વેપારમાં તથા લાકડાને વહેરવાના ધંધામાં આપણા જે ભાઇઓ છે તેમણે આ જાતના ધંધામાં સમસ્ત ભારતમાં નામના કાઢી છે. એટલુંજ નહિં પરંતુ ભારતના આ ધંધાના સારા એવા ભાગ ઉપર વર્ચસ્વ જમાવ્યું છે. એ હકિકત પણ આપણા માટે ગૌરવ લેવા જેવી છે. આ ઉપરાંત બાંધકામ વગેરેના વ્યવસાયમાં આપણા કોન્ટ્રેકટર ભાઇઓ પણ એમના ધંધામાં સારા એવા આગળ વધ્યા છે.

Population

અહેવાલ સમિતિના સભ્યોની થોડીક મૂશ્કેલીઓ તમારી પાસે રજુ કરવાની લાલચ રોકી શકાતી નથી. અહેવાલમાં રહી ગએલી ત્રુટીઓ માટે અમારી જવાબદારી સ્વીકારી લીધા પછી તમારી હમદર્દી મેળવવાનો આશય આની પાછળ નથી. પરંતુ હકિકતો તમારાથી છુપાવવાનું કોઇ કારણ પણ નથી. શ્રી કરસનભાઈ ઉર્ફે ગાભુભાઇ કલકતા ખાતે રહે છે. શ્રીપચાણભાઈ

નાગપુર રહે છે. હું, મુરબ્બી શ્રી ખીમજીભાઇ તથા શ્રી માવજીભાઇ મુંબઇના રહેવાસી છીએ. આમ અમારી વચ્ચે સતત સંપર્ક જાળવવામાં અનેક મૂસ્કેલીઓ રહે તે તો દેખીતું જ છે. આ અહેવાલ લગભગ દશેક મહિનાથી મુંબઇમાં છાપખાનામાં છપાઇ રહ્યો હતો એટલે સ્વાભાવિક રીતે શ્રી ગાભુભાઇ અગર તો શ્રી પચાણભાઇની એમની ઇચ્છા હોય તો પણ આ બાબતમાં મદદ મળી શકી નથી અને છાપકામની ત્રૂટીઓમાં પણ એમની કોઈ જવાબદારી નથી. અમે કેટલાએ કાર્યકર ભાઇઓને એમના ફોટાઓ બદલ લખ્યું, લખાવ્યું અને વ્યકિત-ગત સંપર્ક પણ સાધ્યો; છતાં પણ તેમના તરફથી અમને જોઇએ તેવો સહકાર મળી શકયો નથી તે બદલ અમને ખરેખર દીલગીરી થાય છે. અને આ અહેવાલમાં આપવા ધારેલા કેટલાક ફોટાઓ આ કારણથી અમે આપી શકયા નથી. એટલી આ અહેવાલમાં ઊણપ રહી ગઇ છે એ હકિકત છે. પરંતુ આ બાબતમાં અમે નિરૂપાય હતા.

જૂદા જૂદા સમાજની કારોબારી મંડળના મળી શકયા તેટલા ફોટાઓ અમે આ અહેવાલમાં આપ્યા છે. કલકતા સમાજની કારોબારીનો ફોટો ન મળી શકયો, પરન્તુ કલકતા તથા પૂર્વ ભારતવતી ત્યાંના સભ્યોની ઇચ્છાનુસાર મુરબ્બી શ્રી ભીમજી કેસરાનો ફોટો આપ્યો છે. શ્રી ભીમજી બાપાએ સંસ્થા અને સમાજને માટે કરેલ અવિરત સેવાને લીધે તેમણે આપણા જ્ઞાતિભાઇઓના હૃદયમાં મેળવેલ માનભર્યા સ્થાનનું આ હકિકત દૃષ્ટાંત પૂરૂં પાડે છે.

આ અહેવાલ જે રૂપમાં આપની સમક્ષ રજુ કરી શકયા છીએ તેનો ખરેખરો યશ આપણા સમાજના પ્રમુખ શ્રી શીવદાસભાઇને તથા અહેવાલ સમિતિના સભ્ય મુરબ્બી શ્રી ખીમજીભાઇને ફાળે જાય છે. ઉપર જણાવ્યું તેમ આ અહેવાલના ખરચને માટે અહેવાલ સમિતિએ પ્રથમથીજ જાહેરખબર મેળવવા ઉપર મદાર બાંધ્યો હતો. અને આપણા પ્રમુખ–શ્રીના અથાગ પરિશ્રમને લીધે રૂા. ૨૫૦૦૦ પચીશ હજારની જાહેરખબરો મેળવવા આપણે ભાગ્યશાળી થયા છીએ. આ ઉપરાંત આ અહેવાલના છાપકામ ઉપર અવિરત જાતી દેખરેખ રાખીને આપણા પ્રમુખશ્રી તથા મુરબ્બી શ્રી ખીમજીભાઇએ અહેવાલ સમિતિનું અતિ મૂસ્કેલ કામ પોતાના ઉપર લઇને અતિ સરળ બનાવ્યું છે. આમ માત્ર અહેવાલ સમિતિજ નહી પરંતુ આપણો સમસ્ત સમાજ અને સવિશેષ કરીને આપણી સંસ્થા એ મહાનુભાવોની ઋણી બની છે. એ મહાનુભાવોનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

કોઈ પણ છાપકામમાં સૌથી કંટાળાભર્યું કામ હોય તો તે પ્રુફ વાંચવાનું અને સુધારવાનું. એ જવાબદારી પૂજ્ય શ્રી અમૃતલાલ જોષીએ હસતા મુખે સ્વીકારી એટલું જ નહિં પણ અતિ સફળતાપૂર્વક પાર પાડી છે. અને અહેવાલ સમિતિને એમણે આભારી બનાવી છે. આ પ્રસંશનિય કાર્ય બદલ તેઓશ્રીના અમો આભારી છીએ. આ અહેવાલના કાર્યમાં અનેક નામી અનામી વ્યકિતઓનો સહયોગ અને સહકાર મેળવવા અમે ભાગ્યશાળી થયા છીએ. પરંતુ એમાં એક વ્યકિતનો ઉલ્લેખ કરવાનું અતિ આવશ્યક છે. અને તે "લોહાણા હિતેચ્છુ" સામયિકના તંત્રી. શ્રી કીશોરચંદ્ર લાલજી ગણાત્રા ઉર્ફે શ્રી કાકુભાઈ. શ્રી કાકુભાઇના છાપખાનામાં આ અહેવાલ છપાયો છે અને કેવળ ધંધાદારી દૃષ્ટિએ એમણે

આ કામમાં રસ લીધો છે એમ જણાવીને ઔપચારીક રીતે આપણે તેમનો આભાર માનીએ તે તો તેમને અન્યાય કર્યો કહેવાય. જે દિલચસ્પીથી એમણે આ અહેવાલ છાપવામાં મદદ કરી છે અને એક પ્રિયજનની અદાથી એમના ધંધાદારી જ્ઞાન અને અનુભવનો એમણે અમને જે લાભ આપ્યો છે તે લાભ જો અમને ન મળત તો આ અહેવાલમાં ઘણી ઉણપો રહી ગઈ હોત. આ કાર્ય બદલ અમે શ્રી કાકુભાઇના ખુબ આભારી છીએ. આ તકે એમના છાપખાનાના કારીગરં ભાઇઓનો પણ અમે આભાર માનીએ છીએ.

અને સૌથી છેલ્લે અમે એ સૌ સજ્જનોનો આભાર માનીએ છીએ કે જેમણે સીધી યા પરોક્ષ રીતે અમારા આ અહેવાલ તૈયાર કરવાના અતિ મૂશ્કેલ કાર્યમાં પૂરેપૂરો સાથ આપ્યો છે અને અમારી કામગીરી હળવી બનાવી છે.

અંતમાં આ અહેવાલ આપની સમક્ષ રજુ કરતાં અમને અનહદ આનંદ થાય છે. અસ્તુ.

**"રામ નિવાસ"**
૧૭A માટુંગા રોડ,
**મુંબઇ ૧૯.**

**વિરેન્દ્ર પટેલ**
અધ્યક્ષ :
અહેવાલ સમિતિ
તા. ૯-૪-૧૯૬૩

# સમાજના આજીવન સભ્યો

**રૂા. ૨૫૧ બસો એકાવન આપી થએલ આજીવન સભ્યોની યાદી નીચે પ્રમાણે છે.**

| | | |
|---|---|---|
| ૧ | શ્રી ભીમજી કેશરા કોટડા | |
| ૨ | ,, નારણ કાનજી અંગીઆ | કલકત્તા |
| ૩ | ,, કરસન ભીમજી કોટડા | ,, |
| ૪ | ,, શીવદાસ ગોપાલ દેવીસર | , |
| ૫ | ,, અરજણ પુંજા વિથોણ | ,, |
| ૬ | ,, ધનજી મેઘજી કોટડા | ,, |
| ૭ | ,, ધનજી દેવશી નખત્રાણા | ,, |
| ૮ | ,, પ્રેમજી ખીમજી વીરાણી | ,, |
| ૯ | ,, રામજી પુંજા વિથોણ | ,, |
| ૧૦ | ,, શીવજી હીરજી અંગીઆ | ,, |
| ૧૧ | ,, કરસન પ્રેમજી વિથોણ | ,, |
| ૧૨ | ,, કરસન રામજી દેવીસર | ,, |
| ૧૩ | ,, માવજી ગોપાલ છાભૈયા | કટક |
| ૧૪ | ,, જેઠાલાલ ખીમજી વીરાણી | કલકત્તા |
| ૧૫ | ,, લધાભાઇ મેઘજી વિથોણ | ,, |
| ૧૬ | ,, ધનજીભાઇ હરજી ભડલી | આસનસોલ |
| ૧૭ | ,, દેવશી હરજી ભડલી | ,, |
| ૧૮ | ,, રામજી હરજી ભડલી | ,, |
| ૧૯ | ,, ગંગદાસ ગોવિંદ નખત્રાણા | ,, |
| ૨૦ | ,, વિશ્રામ પરબત રામપર | ,, |
| ૨૧ | ,, નારાણ કેશરા દેવપુર | ,. |
| ૨૨ | ,, કરસન હરજી નખત્રાણા | ,, |
| ૨૩ | ,, મનજી કાનજી નખત્રાણા | ,, |
| ૨૪ | ,, નાનજી લધા ભડલી | બડાકાર |
| ૨૫ | ,, અરજણ નારાણ થરાવડા | ,, |
| ૨૬ | ,, હંસરાજ રતનશી રવાપર | નાસીક |
| ૨૭ | ,, રતનશી માંડણ ઉગેડી | ,, |
| ૨૮ | ,, ગોપાલ નાનજી ઉગેડી | ,, |
| ૨૯ | ,, નારાણ રામજી ટોડીયા | ,, |
| ૩૦ | ,, અરજણ મુળજી ઉગેડી | ,, |
| ૩૧ | ,, જીવરાજ પ્રેમજી ઉખરડા | ,, |
| ૩૨ | ,, મનજી કાનજી પાનેલી | ,, |
| ૩૩ | ,, હીરાલાલ ગોપાલ રસલીયા | દિલ્હી |
| ૩૪ | ,, કરમશી દેવશી ખોંભડી | ,, |
| ૩૫ | ,, ગંગદાસ વાલજી ખોંભડી | ,, |
| ૩૬ | ,, હીરાલાલ જેઠાભાઈ ખોંભડી | ,, |
| ૩૭ | ,, કાનજી ભીમજી ખોંભડી | ,, |
| ૩૮ | ,, રામજી દેવશી ખોંભડી | ,, |
| ૩૯ | ,, વેલજી દેવશી રસલીયા | ,, |
| ૪૦ | ,, પેથાભાઈ મેઘજી | માંડવી કચ્છ |
| ૪૧ | ,, શીવદાસ કાનજી વીરાણી | (મુંબઇ) |
| ૪૨ | ,, શીવજી નાનજી મમાઇમોરા | ,, |
| ૪૩ | ,, કરસન મુળજી જીયાપર | ,, |
| ૪૪ | ,, હીરાલાલ વેલજી દેશલપર (ગુતલી) | ,, |
| ૪૫ | ,, પ્રેમજી શીવગણ જીયાપર | ,, |
| ૪૬ | ,, વીરેન્દ્રભાઇ શીવદાસ વીરાણી | ,, |

૪૭ ,, મઘજી જેઠા ઉખરડા મુંબઇ

૪૮ ,, નારણુ કાનજી નખત્રાણા પેરેમ્બાવુર (કેરાલા)

૪૯ ,, મનજી પ્રેમજી વિગોડી મદ્રાસ

૫૦ ,, કાનજી ભીમજી ખોંભડી મદ્રાસ

૫૧ ,, પરબત હીરજી કોડાય મુંબઇ

૫૨ ,, નારાણુ શીવજી વીરાણી ,,

૫૩ ,, વાલજી દેવજી પોકાર–આનંદપર થાણા

૫૪ ,, બાબુભાઇ (ઉર્ફે ઉમરશી) વિશ્રામ વીરાણી મુંબઇ

૫૫ ,, ખેતા મુળજી કાદીઆ મોટી મદ્રાસ

૫૬ ,, લધાભાઈ જેઠા કાદીઆ ,,

૫૭ ,, મનજી અરજણ ઉખરડા મદ્રાસ

૫૮ ,, રતનશી ધનજી કાદીઆ ,,

૫૯ ,, નાનજી દેવજી દીવાણી કોટડા (જડોદર) કચ્છ

૬૦ ,, જેઠા કાનજી નખત્રાણા આસનસોલ

૬૧ ,, ભાણજી હીરજી સાંયરા બરહાનપુર

૬૨ ,, ભાણજી વિશ્રામ નખત્રાણા કલકત્તા

૬૩ ,, વિશ્રામ હરજી કાદીઆમોટા, મદ્રાસ

૬૪ ,, ડાયાભાઇ દેવસી, ખોંભડી પોલાચી

૬૫ ,, કરશનભાઇ શીવજી નેત્રા, કોઇમ્બતુર

૬૬ ,, જીવરાજ હરજી ખોંભડી, ત્રીચીનાપલ્લી

૬૭ ,, શીવજી જેઠા ખોંભડી, ,,

૬૮ ,, લાલજી દાના નખત્રાણા મુંબઇ



# જાહેરખબરો આપનાર શુભેચ્છકોની નામાવલિ

પટેલ સીમેન્ટ કોંક્રેટ વર્કસ, પૂના
સ્પ્રીંગ કોન્ક્રેટ વર્કસ, દાદર–મુંબઇ
પટેલ કરશન મનજી એન્ડ કંપની, નાગપુર
શેઠ કાનજી જાદવજીની કું. મુંબઇ
પટેલ નાનજી કાનજી ભગત વેલાણી, મુંબઇ
શ્રી લાલજી પરબત એન્ડ કું. મુંબઇ
વી. કે. લાલકો પ્રા. લી. મુંબઇ
વીનુભાઇ ચંદુલાલની કું. મુંબઇ
ગોલ્ડન ટોએકો કું. મુંબઇ
શ્રી ઉમિયા વિજય સો મીલ, અમદાવાદ
ધી પટેલ સો મીલ, અમદાવાદ
પટેલ શામજી રતનશી એન્ડ કું. નાગપુર
કરશન કાનજી પટેલ એન્ડ કું. નાગપુર
શ્રી શારદા વિજ્ય એંજિનિયરીંગ એન્ડ સો મીલ, અમદાવાદ
શ્રી ગીતા વુડવર્કસ એન્ડ સો મીલ, અમદાવાદ
પટેલ વાલજી જેઠાભાઇ એન્ડ સન્સ, ભીવંડી
મેસર્સ શામજી એન્ડ પ્રભુદાસની કું. થાણા
મેસર્સ કાનજી ભગવાનજી, નાસિક રોડ
પ્રેમજી એમ. પટેલ એન્ડ કું. મલાડ, મુંબઈ
કરશન મૂળજી એન્ડ કું. મુલુંડ, મુંબઇ
ન્યુ કચ્છ વિજ્ય સો મીલ અને ટીમ્બર માર્ટ, મુંબઇ
શ્રી શંકર વિજ્ય સો મીલ, રે રોડ, મુંબઇ
પાટીદાર સો મીલ, રે રોડ, મુંબઇ
જ્યભારત સો મીલ, રે રોડ, મુંબઇ
કે. એમ. પટેલની કું. રે રોડ, મુંબઇ

પટેલ કન્સ્ટ્રકશન કંપની, ઘાટકોપર, મુંબઇ
પોકાર બ્રધર્સ, ઘાટકોપર મુંબઇ,
જીવરામ ટોકરસી, મુંબઇ
કે. કે. પટેલ એન્ડ કું. હૈદરાબાદ
રવજી લાલજી એન્ડ કું. ઘાટકોપર, મુંબઇ
ભારત હાર્ડવેર સ્ટોર, મુંબઇ
મેસર્સ છતુમલ ટીકમદાસ, કલ્યાણ
ફીલીપ એન્ડ સન્સ, મુંબઈ
છોટાલાલ પટેલ એન્ડ કું. મુંબઇ
સરસ્વતી એંજિનિયરીંગ વર્કસ, મુંબઇ
સમીર ગ્લાસ ટ્રેડર્સ, મુંબઇ
કાનજીભાઇ એન બ્રધર્સ, દાદર, મુંબઈ
હીરજી લક્ષ્મીદાસની કંપની, મુંબઇ
પ્રભુદયાળ સૂરજભાણુ, મુંબઇ
એસ. નવિનચંદ્ર એન્ડ કું. મુંબઇ
શ્રોફ એન્ડ કંપની, મુંબઇ
ન્યુ કૃષ્ણ સો મીલ, મદ્રાસ
વાલજી ડી. સેજપાલ, મુંબઇ
વીરા બ્રધર્સ, મુંબઇ
નેશનલ ટીમ્બર સીન્ડીકેટ મુંબઇ
મે. સર્વોદય આયર્ન એન્ડ સ્ટીલ કોરપોરેશન, મુંબઇ
હેમનજી હીરોજી, મુંબઇ
સોમજી અરજણ એન્ડ કું. નાગપુર
રામજી નારાયણ પટેલ એન્ડ કું. નાગપુર
નારાયણ ધનજી પટેલ એન્ડ બ્રધર્સ ,,
નારાયણ શીવદાસ પટેલ એન્ડ કુંપની ,,

વીરજી વીસરામ પટેલ એન્ડ કું. નાગપુર
વાલજી જસરાજ પટેલ એન્ડ કું. ,,
દુર્ગા ટીમ્બર માર્ટ ,,
શીવજી જેઠા પટેલ એન્ડ કું. ,,
જીવાજી લાલજી પટેલ ,,
મેસર્સ ખીમજી નથુ પટેલ એન્ડ કું. ,,
પ્રેમજી એન્ડ ભીમજી કું. નાગપુર ,,
ડંકન સ્ટોન કું. મુંબઇ
ધી ઓરીએન્ટલ વોચ એન્ડ ચામોફો કું.
દાદર, મુંબઇ
મે. વી. એસ. વેલાણી, ઘાટકોપર, મુંબઈ
ભારત એન્જીનિયરીંગ વર્કસ ,,
જયંત ફલર એન્ડ કેમીકલ ઇન્ડસ્ટ્રીઝ ,,
સુપર ટ્રેડીંગ કારપોરેશન, ,,
વિશ્રામ ખીમજી એન્ડ સન્સ, ઘાટકોપર ,,
ધી ગુજરાત સો મીલ, અમદાવાદ
જીવરાજ ગંગારામ એન્ડ કું. નાગપુર
કરશન માવજી પટેલ એન્ડ કું. ,,
વિદર્ભ ટીમ્બર સપ્લાઇંગ કું. ,,
વિજય સો મીલ, ,,
પટેલ નારાયણ દાના એન્ડ કું. ,,
પટેલ રામજી એન્ડ મેઘજી કું. ,,
અંબિકા કચ્છ વિજય સો મીલ, અમદાવાદ
શ્રી કૈલાસપતિ શંકર વિજય સો મીલ, ,,
શ્રી ભારત વિજય સો મીલ, ,,
શ્રી શીવશકિત વિજય સો મીલ, ,,
શ્રી શીવવિજય સો મીલ, ,,
શ્રી ભગવતી સો મીલ, ,,
શ્રી શંકરવિજય સો મીલ, નરોડા રોડ,
શ્રી કૃષ્ણવિજય સો મીલ, અમદાવાદ
શ્રી શંકર વિજય સો મીલ, ,,
શ્રી અંબિકા વિજય સો મીલ ,,
શ્રી સૂર્ય વિજય વુડન એન્ડ સો મીલ, ,,

શ્રી પ્રભાત સો મીલ, અમદાવાદ
મેસર્સ ભાણજી ભીમજી પટેલ એન્ડ કું. પૂના
મેસર્સ પટેલ સો મીલ, પૂના
ટીમ્બર ટ્રેડીંગ કંપની, પૂના
પટેલ પરબત ડાહ્યાભાઇ એન્ડ કું. પૂના
મે. પરબતભાઇ કાનજી પટેલ એન્ડ કું. પૂના
કે. એસ. પટેલ એન્ડ કું. પૂના
હનુમાન વિજય સો મીલ, ભીવંડી
પટેલ સો મીલ, ભીવંડી
ન્યુ લક્ષ્મી સો મીલ, ભીવંડી
હિન્દુસ્તાન સો મીલ, ભીવંડી
આનંદ ભારતી સો મીલ, થાણા
શ્રી અંબિકા વિજય સો મીલ, પાલઘર
શ્રી ભગવાન સો મીલ, નાસિક સિટી
શ્રી લક્ષ્મી સો મીલ, નાસિક સિટી
શંકર વિજય સો મીલ, નાસિક
શ્રી ભાગવત પટેલ સો મીલ, નાસિક
મેસર્સ હંસરાજ રતનશી પટેલ એન્ડ કંપની,
નાસિક રોડ
મેસર્સ મનજીભાઇ લધાભાઈ એન્ડ કું.
નાસિક રોડ
રઘુવંશી સો મીલ, નાસિક
ગોપાલ સો મીલ, નાસિક
નાગજીભાઇ દેવજીભાઇ પટેલ, નાસિક
શ્રી ગજાનન સો મીલ, નાસિક સિટી
શ્રી રામ સો મીલ, નાસિક
શિવજી કરશન પટેલ એન્ડ કું. પૂના
ગંગારામ પ્રેમજી એન્ડ કું. નાગપુર
મેસર્સ મુંબઈ સો મીલ, નાસિક સિટી
ધી સેન્ટ્રલ સો મીલ, દહાણુ રોડ
મનજી લાલજી પટેલ, દહાણુ રોડ

પટેલ સો મીલ, મલાડ, મુંબઇ
શ્રી અશોક ટીમ્બર માર્ટ, મલાડ, ,,
પટેલ વુડન મેન્યુ, ફેકચરર, મલાડ, ,,
શ્રી લક્ષ્મી સો મીલ, મલાડ, ,,
આર. ડી. પટેલ એન્ડ કુાં. મલાડ, ,,
શ્રી યમુના સો મીલ, અંધેરી, ,,
ન્યુ પટેલ સો મીલ, અંધેરી, ,,
કે. એસ. પટેલની કુાં. અંધેરી, ,,
શ્રી ઉમિયા વિજ્ય સો મીલ, દહાણુ રોડ
હિરાલાલ વેલજી એન્ડ કુાં. મુલુંડ, મુંબઇ
પટેલ ભાણુજી કરમશી એન્ડ કુાં. મુલુંડ, ,,
જનતા સો મીલ, ,,
પટેલ ખેતા પૂંજા બ્રધર્સ, ,,
ઝવેરી નારણદાસ નથુભાઇ, ,,
એ. ડી. ઝોબાલીઆ એન્ડ કુાં. ,,
ઇન્ડિયન ફાઇન આર્ટસ, ,,
ખીમજી વિશ્રામ પટેલ, ,,
મોહનભાઈ દેવજી, ,,
સાખડે વાગીર એન્ડ કુાં. ,,
સુનિલ ટ્રેડીંગ કુાં. ,,

મેસર્સ રવજી હીરજીની કુાં. ઘાટકોપર, મુંબઇ
વિજ્ય સો મીલ, દાદર, ,,
રાજરાજેશ્વરી સો મીલ, તિરૂનેલવેલી
શ્રી મીનાક્ષી સો મીલ, મદુરાઇ
પ્રભાત પાતળ ડેપો, મુંબઈ
અશોક સો મીલ એન્ડ વુડ વર્કસ, બેંગલોર
શ્રી શંકર વિજ્ય સો મીલ, મદ્રાસ
બેલારશા ટીમ્બર ટ્રેડીંગ કુાં. મદ્રાસ
પટેલ ટીમ્બર સીન્ડીકેટ, મદ્રાસ
શ્રી કૃષ્ણુ સો મીલ, મદ્રાસ
સાઉથ ઇન્ડિયા ટીમ્બર ટ્રેડીંગ કુાં. મદ્રાસ
શ્રી કનૈયા સો મીલ, મદ્રાસ
ન્યુ ભારત સો મીલ, મદ્રાસ
ચીમનલાલ વાડીલાલ એન્ડ કુાં. મુંબઇ
મેસર્સ પટેલ જનરલ સ્ટોર્સ, વડાલા, મુંબઈ
નવભારત લાઇમ મોટર મીલ્સ કુાં. મુંબઇ
પટેલ દેવસી વસ્તા એન્ડ બ્રધર્સ, નાગપુર
બલ્હારશા ટીમ્બર ટ્રેડીંગ કુાં. નાગપુર
શ્રી કચ્છ વિજય સો મીલ, પોલાચી
શ્રી ભારત સો મીલ, પોલાચી



# સફળ સુકાની



**પરિષદ તથા બોર્ડીંગના ઉદ્‌ઘાટન સમારોહના પ્રમુખ**
**શીવદાસ કાનજી પટેલ** (વીરાણીવાળા)

સમાજના ફંડ માટે ભારતભરમાં ફરી જેમણે લાખોનો ફાળો ઉઘરાવ્યો. પોતાની કુનેહ અને દૂરંદેશીપૂર્વક પરિષદ તથા ઉદ્‌ઘાટન સમારંભની કાર્યવાહી સફળતા-પૂર્વક પાર પાડી. એમની અમાપ સેવાની સમાજના પ્રથમ પ્રમુખ તરીકે વરણી કરી સમાજે એમનું બહુમાન કર્યું.



## પરિષદ્‌ તથા પાટીદાર ભવનના ઉદ્‌ઘાટન સમારંભના પ્રમુખ



**શ્રી પરબત લખુ પટેલ** (મથલ)

સંસ્થાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં ઉત્સાહભર્યો જેમણે સહકાર આપ્યો.

સંસ્થાના વિદ્યમાન ઉપપ્રમુખ.

* *

*

# શ્રી પાટીદાર વિદ્યાર્થી ભવનના ઉદ્‌ઘાટન સમારોહનો અહેવાલ

કચ્છ તથા ગુજરાતમાં રહેતા આપણા જ્ઞાતિબંધુઓનો વ્યવસાય મુખ્યત્વે ખેતીનો છે. તથા ભારતભરમાં વેરવિખેર પથરાયેલા આપણા જ્ઞાતિજનોની મુખ્ય પ્રવૃતિ બાંધકામ ઈમારતી લાકડાંનો વેપાર વગેરે મજુરીનો વ્યવસાય છે. આમ સમગ્રપણે આપણી કોમ પરિશ્રમશિલ છે. બીજી રીતે જોઈએ તો પણ ભારતના અન્ય પ્રદેશોના મુકાબલે કચ્છ એ અણુવિકસીત પ્રદેશ છે. અને કચ્છીઓમાં પણ આપણી જ્ઞાતિ કેળવણી વગેરે ક્ષેત્રોમાં પછાત છે. આપણી જ્ઞાતિમાં ઉચ્ચ કેળવણી પામેલાઓની સંખ્યા નહિ જેવી છે. કેવળ અક્ષર જ્ઞાનને જ કેળવણી ગણવામાં આવે તો પણ આપણી જ્ઞાતિ નિરક્ષર જ ગણાઈ શકે.

Education માં પછાત

આજના યુગમાં અને ખાસ કરીને ભારત આઝાદ થયા પછી પ્રજાની કેળવણી ઉપર જે ભાર મુકવામાં આવે છે તે સકારણ છે. કારણ કે લોકશાહીની સફળતાનું મૂળ કેળવાયલા અને શિક્ષિત પ્રજામત ઉપર જ નિર્ભર છે. આપણી અનેક સામાજિક કુરૂઢિઓ કેળવણી દ્વારા જ દૂર કરી શકાય. આમ આપણી જ્ઞાતિના બાળકોની કેળવણી ઉપર જેટલો પરિશ્રમ આપણે કરીએ અને આપણી જ્ઞાતિ કેળવણીમાં જેટલી પ્રગતિ સાધે તે અંતે તો ભારતિય જનતાની જ પ્રગતિ ગણાશે.

આપણે જ્યારે માત્ર ખેતીને જ મુખ્ય વ્યવસાય તરીકે અપનાવી હતી અને કચ્છ બહાર સંપર્ક ઓછો હતો ત્યારે અને કંઈક તો પહેલેથી જ આપણી એવી માન્યતા હતી કે કેળવાએલા ને શિક્ષિત છોકરાઓ ખેતી વિષયક ધંધા ઉપર ધ્યાન નહીં આપે અને કેળવણી પ્રત્યેની ઉદાસીન કચ્છની આગળની રાજાશાહી મનોવૃતિ, આવી કેટલીએ બાબતોને લઇને આપણી જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર અતિ ઓછા પ્રમાણમાં હતો. જ્યારે આપણા જ્ઞાતિબંધુઓ દેશ-પરદેશ વ્યાપાર અર્થે વિચર્યા, શહેરોના બીજા લોકોના સમાગમમાં આવ્યા ત્યારે એમને પોતાની બીન કેળવાએલી પરિસ્થિતિ તરફ સ્વાભાવિક રીતે જ અસંતોષ ઉપજ્યો. બીજી જ્ઞાતિઓમાં જ્યારે સામાન્ય રીતે પણ બાળકો મેટ્રીક સુધી તો ભણેલાં જ હોય એવી જ્ઞાતિઓના મુકાબલે આપણે કેટલા પછાત છીએ એનું દુઃખદ સ્મરણ આપણા જ્ઞાતિબંધુઓને થયું.

પરંતુ આ પરિસ્થિતિનો ઉપાય શો ? કચ્છના નખત્રાણા તાલુકામાં જ્યાં આપણી

જ્ઞાતિની મુખ્ય વસ્તી છે ત્યાં હજુ ગયે વર્ષે તો હાઇસ્કુલ આવી. આ હાઇસ્કુલ થવાની છે એવા સમાચારો પ્રગટ થયા કે તરત જ આપણી જ્ઞાતિની કેળવણીમાં રસ લેતા આગેવાનોએ આ દિશામાં કંઇક નક્કર કાર્ય કરવાનો મનોરથ ઘડ્યો. આ પ્રસંગે પરમ પૂજ્ય સદ્‌ગત શ્રી. ઓધવરામજી મહારાજનું સાહજીક જ સ્મરણ થાય છે. આપણી જ્ઞાતિની કેળવણી અર્થે એમણે ઉંચા મનોરથો સેવ્યા હતા. એમની પોતાની અનોખી રીતે એમણે ઇશ્વર નગર (વાંઢાય) ખાતે એક ગુરૂકુળ પણ સ્થાપ્યું હતું. એમના ઉપદેશનો મુખ્ય સૂર એજ હતો કે કચ્છી પાટીદાર જ્ઞાતિના આગેવાનો પોતાની જ્ઞાતિના બાળકોની કેળવણી અર્થે સક્રિય કાર્ય કરે. પૂ. મહારાજશ્રીની હાજરીમાં જ અને એમના આશીર્વાદ સાથે ધનસુરા (ગુજરાત) માં પાટીદાર ભવન નામનું છાત્રાલય શરૂ થયું.

વાંઢાયમાં ગુરુકુળ

ઉપર જણાવ્યું તેમ નખત્રાણામાં હાઇસ્કુલ થવાની છે એવા સમાચાર વહેતા થયા એ અરસામાં જ પૂજ્ય શ્રી. ઓધવરામજી મહારાજના સ્વર્ગવાસ પછી જે ઓચ્છવ વાંઢાય ખાતે થયો હતો તેમાં ઉપસ્થિત આપણી જ્ઞાતિના આગેવાનોએ પૂ. મહારાજશ્રીએ કચ્છી પાટીદારો માટે છાત્રાલય હોવાની સેવેલી આકાંક્ષાને મૂર્તસ્વરૂપ આપવાનો નિર્ણય કર્યો. અને આ બાબતમાં નક્કર પગલાં લેવા માટે ચર્ચા-વિચારણા કરવા માટે ફરીને મળવું એવો નિર્ણય કરી છૂટા પડ્યા.

ઓચ્છવ = ઉત્સવનું અપભ્રંશ

ઉપરોક્ત નિર્ણયાનુસાર તા. ૨૨-૫-૧૯૫૭ના રોજ કોટડા મુકામે શ્રીમાન ભીમજી કેશરાના નિવાસ સ્થાને કચ્છના ગામે ગામના આગેવાનોની એક સભા મળી, એ સભામાં વિગતવાર ચર્ચા-વિચારણા કર્યા બાદ નખત્રાણામાં જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે એક છાત્રાલય તથા ભૂજ અને માંડવી ખાતે જ્ઞાતિબંધુઓના ઉપયોગ માટે એક એક વાડી બનાવવાનો નિર્ણય લેવામાં આવ્યો. આ દિશામાં સક્રિય પગલાં લેવા માટે તથા આ કાર્યને વ્યવહારિક સ્વરૂપ આપવા માટે એક એડહોક કમિટીની નિમણૂંક કરવામાં આવી. આ એડહોક કમિટીમાં નીચે જણાવેલા મહાનુભાવો હોદ્દેદારો હતા.

Adhoc સમિતિનું કામ.. છાત્રાલય, ભુજ અને માંડવીની વાડીઓ બનાવવું.

સમાજ બનાવવાનું કામ નથી.

પ્રમુખ : શ્રી. પરબત લખુભાઇ

ઉપપ્રમુખ : શ્રી. શીવદાસ કાનજી

મંત્રી : શ્રી. કરશન શીવદાસ

સહમંત્રી શ્રી. વિશ્રામ કાનજી

ખજાનચી : શ્રી. ભીમજી કેશરા.

સદરહુ એડહોક કમિટીએ એની નિમણૂંક પછી તરત જ સમાજ માટે ભૂજમાં વાડી બનાવવાના પ્રયાસો ગતિમાન કર્યા. અને ભૂજમાં શ્રી. તુલસીદાસ શેઠનો બંગલો આ હેતુસર ખરીદી લીધો. તે ઉપરાંત તે બંગલામાં સાત નવા રૂમો બાંધવામાં આવ્યા. અમને જણાવતાં અતિ હર્ષ થાય છે કે જ્ઞાતિનાં પરદેશ આવતાં જતાં ભાઇ-બહેનો તથા ભૂજમાં કારણવસાત

આવતાં જ્ઞાતિ ભાઇ-બહેનો આ વાડીનો સારા પ્રમાણમાં ઉપયોગ કરી રહ્યાં છે. તદુપરાંત ભૂજની કોલેજમાં ભણતા આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓમાંથી થોડાક આપણી વાડીનો કાયમી લાભ લઇ રહ્યા છે. વધુમાં વાડીની બાજુનો ખૂલ્લી જમીનનો પ્લોટ પણ ખરીદી લીધો છે. સમાજના કાર્યકર્તાઓના મનોરથ છે કે નજદિકના ભવિષ્યમાં જ આપણી જ્ઞાતિના ભૂજમાં કોલેજમાં ભણતા વિદ્યાર્થીઓ માટે સંપૂર્ણ સગવડતાઓ સાથેનું એક છાત્રાલય બનાવવું.

એ જણાવવું અતિ મહત્વનું છે કે જ્યારે સમાજ માટેની આ વાડી ખરીદવામાં આવી ત્યારે સમાજે હજુ ફંડ પણ ઉઘરાવવાનું શરૂ કર્યું નહોતું. પરંતુ જ્ઞાતિના આગેવાનોના ઉમંગ, ઉત્સાહ, અને જ્ઞાતિભાઇઓની દાન શક્તિમાં અપાર શ્રદ્ધાને કારણે એ આગેવાનોએ પોતાનાં અંગત નાણાં રોકી આ વાડી ખરીદી હતી. આ માટે જ્ઞાતિ આ એકનિષ્ઠ આગેવાનોની કાયમી ઋણી બની છે. અને સમય આવે આગેવાનોની હાકલને માન આપી જ્ઞાતિએ દાનની ઝોળી છલકાવી દઇને આગેવાનોએ જ્ઞાતિમાં મૂકેલા વિશ્વાસને યથાર્થ ઠરાવ્યો છે.

આજ અરસામાં માંડવી ખાતે પણ સમાજ માટે એક વાડી લેવાનો સોદો કરવામાં આવ્યો હતો. પરંતુ પાછળથી ઘણા જ્ઞાતિ ભાઇઓના વિચારને માન આપી અને વધુ વિચારણાને અંતે સૂચિત જગ્યા જ્ઞાતિના ઉપયોગ માટે બધી રીતે સાનુકૂળ ન જણાતા સમાજના આગેવાનોએ સમાજની વાડી માટે એક બીજું મકાન ચાલુ સાલમાં ખરીદ્યું છે. જેની સવિસ્તર વિગત અન્યત્ર સંસ્થાના પ્રથમ વર્ષના અહેવાલમાં આપવામાં આવી છે.

ઉપરોક્ત છાત્રાલય માટે હાઇસ્કૂલની બાજુમાં ૧૫૬૦૯ ચોરસવારનો એક વિશાળ પ્લોટ ખરીદવામાં આવ્યો અને છાત્રાલયના મકાનનું બાંધકામ કરવા માટે નીચે જણાવેલ મહાશયોની એક બાંધકામ સમિતિ નીમવામાં આવી હતી.

૧. શ્રી. નારાયણ શીવજી (વીરાણી), ૨. શ્રી. શીવદાસ કાનજી (વીરાણી), ૩. શ્રી. કરશન શીવદાસ (વીરાણી), ૪ શ્રી. હીરજી કેશરા (કોટડા), ૫ શ્રી. લાલજી દાનાભાઈ (નખત્રાણા), ૬. શ્રી. લાલજી સામજી (રવાપર), ૭ શ્રી. અરજણ રામજી (ભૂજ).

આ સમિતીના સલાહકાર તરીકે શ્રી. ભીમજી કેશરાને નિયુક્ત કરવામાં આવ્યા.

છાત્રાલયના મકાનમાં પ્લાન બનાવવામાં શ્રી. લાલજી દાનાભાઇએ ખાસ જહેમત લીધી હતી. બાંધકામ સમિતીએ મંજુર કર્યા પ્રમાણે મકાન બનાવવા માટે મજુરી કામનો કોન્ટ્રેક્ટ આપણી જ્ઞાતિના બાહોશ કોન્ટ્રેક્ટરો શ્રી કરમશી એન્ડ ભીમજી કું.ને આપવામાં આવ્યો. આ ઉપરાંત સમિતીએ મકાન બાંધકામ ઉપર દેખરેખ રાખવા આપણી જ્ઞાતિના આગેવાન કાર્યકર અને બાંધકામના નિષ્ણાત શ્રી. કરસન ઉકેડા દેશલપુરવાળાને સુપરવાઇઝર તરીકે નિયુક્ત કર્યા.

છાત્રાલયના બાંધકામની શરૂઆત સને ૧૯૫૮ ના ફેબ્રુઆરિ માસમાં કરવામાં આવી. છાત્રાલયનું ખાત મુહુર્ત જ્ઞાતિના પીઢ અને અગ્રણી કાર્યકર શ્રી. ભીમજી કેશરાના વરદ

હસ્તે તા. ૧૫-૧-૧૯૫૮ના શુભ દિને કરવામાં આવ્યું. આ સમારંભનું પ્રમુખસ્થાન
જ્ઞાતિના આગેવાન કાર્યકર શ્રી. નારાયણ શીવજીએ શોભાવ્યું હતું.

સને ૧૯૫૯ના જુલાઇ-ઓગષ્ટમાં છાત્રાલયનું ભવ્ય મકાન બંધાઈ રહ્યું. મુખ્ય મકાન
૩૬૦ ફીટ લાંબુ છે, મકાનને બે માળ છે. જેમાં એક રૂમમાં ચાર વિદ્યાર્થીઓ સુવિધાથી
રહી શકે એવા ૪૮ ઓરડા, નીચે ઉપર મળીને ચાર વિશાળ હોલ તથા પાર્ટિકો ઉપર દાદરાની
સામે કાર્યાલય માટેનો એક ઓરડો બનાવવામાં આવ્યો છે. પ્લોટમાં બીજી જગ્યાએ ૪૦૦
વિદ્યાર્થીઓ એક પંગતે જમી શકે એવું સંપૂર્ણ સગવડતાવાળું આલિશાન ભોજન ગૃહ તે સાથે
એક રસોડું, એક કોઠાર અને પાણીના નળની વ્યવસ્થાવાળું એક વિશાળ મકાન બનાવવામાં
આવેલ છે. છાત્રાલયમાં એક કૂવો બનાવવામાં આવ્યો છે. અને તે પર ઇલેક્ટ્રીક મોટર
પંપ બેસાડી પાણી માટેની વ્યવસ્થા કરવામાં આવી છે. કૂવાની બાજુમાં નાહવા ધોવા
માટે નળ સાથે ૧૬ સ્નાન ગૃહની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. છાત્રાલયના મુખ્ય
મકાનની બરાબર સામે એક વિશાળ દરવાજો જેની બંને બાજુએ વિશાળ ઓટલા અને એક
એક રૂમ બનાવવામાં આવ્યો છે. છાત્રાલયના મકાનમાં વિજળીની બત્તીઓની પણ વ્યવસ્થા
કરવામાં આવી છે અને છાત્રાલયના પ્લૉટને ફરતી પાકી દિવાલ છે. એમ કહેવામાં જરા
પણ અતિશયોકિત નથી કે હાઇસ્કુલના વિદ્યાર્થીઓ માટેના છાત્રલયના આ મકાનનો જોટો
કચ્છ કે ગુજરાતમાં તો શું પરંતુ સારાયે ભારત ભરમાં મળવો મુશ્કેલ છે. આ આલીશાન
છાત્રાલયનું જમીન તથા બાંધકામનું અંદાજે ખર્ચ રૂા. ૨૭૫૦૦૦ થયું છે.

ઉપરોકત મકાનના બાંધકામ દરમ્યાન બાંધકામ સમિતીના સભ્યોએ અથાગ પરિશ્રમ
લઈ આપણી જ્ઞાતિને હંમેશને માટે ઋણી બનાવી છે. અને આ વિશાળ છાત્રાલય એમની
કાર્યદક્ષતા અને સિધ્ધીનું કાયમી સ્મારક બની રહ્યું છે.

પરંતુ આ ઉજ્જડ વગડામાં આવી આલીશાન ઈમારતનું મંડાણ એ કાંઇ માત્ર વાતો
કરવાથી જ શકય નથી બન્યું, આની પાછળ પડી છે અનેક નામી અને અને અનામી
કાર્યકરોના અવિરત પરિશ્રમ અને પ્રયાસોની એક અતિ ઉજ્જવળ કથા આ કાર્યકરોના ફંડ
એકઠું કરવાના પ્રયાસોની કથા એટલે જાણે આપણી જ્ઞાતિની એક ગૌરવ કથા. આપણી
જ્ઞાતિએ વર્ષો પહેલાં અંધ શ્રધ્ધાને લીધે લાખો રૂપીયાનો અપવ્યય કર્યો છે,
જે હકીકતથી આપણે સૌસુવિદિત છીએ. પરંતુ સામુદાયિક લાભાર્થે અને જ્ઞાતિ હિત માટે
કોઈ ખાસ મોટુ કાર્ય આપણી જ્ઞાતિમાં થયું હોય એવો અમોને ખ્યાલ નથી. એડહોક
કમિટી નિયુકત થયા પછી આગેવાનોને પહેલી જ વખત લાગ્યું કે તેમની સામે કેવું ભગી-
રથ કાર્ય પડયું છે અને એ કાર્યને સફળ કરવા એમને કેટકેટલી શકિત ખર્ચવી પડશે.
સ્વાભાવિક રીતે જ એમને લાગ્યું કે આ ફંડ કેમ થશે અને કયાં પહોંચશે ? કેટલા રૂપીયા
ભેગા કરવા એનો તો કોઇએ આંક જ નહોતો મૂકયો. પરંતુ જે કાર્ય તેઓએ હાથમાં લીધું
હતું તેને માટે લાખો રૂપીયાની જરૂર પડશે એ વાત તો નિઃશક હતી.

સંસ્થા માટે ફંડ એકઠું કરવાની આગેવાનોની પ્રવૃતિઓએ જેમ આપણા કાર્યકરોની
શકિતનો ગૌરવવંતો ઇતિહાસ છે તેમજ આગેવાનોની હાકલને જ્ઞાતિએ આપેલો ઉમલકા

ભર્યો અને પ્રસંશનીય જવાબ એ પણ જ્ઞાતિ ઇતિહાસનું એક ગૌરવભર્યું પ્રકરણ છે.

એક વાત તો નક્કી છે કે છેલ્લા બે કે, ત્રણ દાયકાઓથી આપણી જ્ઞાતિએ સમગ્ર રીતે જોતાં આર્થિક ક્ષેત્રે સારી એવી પ્રગતિ કરી છે. ખેતીના વ્યવસાયમાં રહેલા જ્ઞાતિ ભાઇઓ સુખી થયા છે અને મજુરીનો ધંધો કરતા હોવા છતાં અન્ય જ્ઞાતિ ભાઇઓ પણ આર્થિક રીતે આબાદ થયા છે. ખાસ કરીને ગુજરાત પ્રદેશમાં વસતા જ્ઞાતિ ભાઇઓની આબાદીનું દૃષ્ટાંત ધનસુરાનું છાત્રાલય તથા કપડવંજ, તલોદ, ધનસુરા, મોડાસા વગેરેની જ્ઞાતિની ધર્મશાળાઓ છે. અન્ય વ્યવસાયમાં રોકાયલા જ્ઞાતિ ભાઇઓની આબાદીનું દર્શન આપણને નાગપુરના "પાટીદાર ભવન" માં થાય છે. આ પાટીદાર ભવનમાં બાળકો માટેની પ્રાથમિક શાળા, બાળવાડી, લાયબ્રેરી તથા સમાજની વાડીનો સમાવેશ થાય છે. તથા સમસ્ત જ્ઞાતિની આબાદીનું દર્શન આપણને નખત્રાણાના "પાટીદાર ભવન" છાત્રાલયમાં તથા ભુજ અને માંડવી ખાતેની સમાજની વાડીઓમાં થાય છે. આ ઉપરાંત આપણી જ્ઞાતિનનો દાનનો પ્રવાહ આપણી જ્ઞાતિના નાના-મોટા ગામોમાં દૃષ્ટિગોચર થતી શાળાનાં મકાનો તરફ વળ્યો છે. જ્ઞાતિએ કરેલા આ કેળવણી પાછળના મબલખ ખર્ચ માટે આપણે સૌ ખરેખર ધન્યતા અનુભવીયે છીએ. અને ગૌરવપૂર્વક અભિમાન પણ લઇ શકીએ છીએ. છેલ્લાં કેટલાક વર્ષોથી દાનનો પ્રવાહ જુદા જુદા ગામોમાં દેવમંદિરો ઉભાં કરવા તરફ વળ્યો છે. અને તે યોગ્ય જ થયું છે. પરંતુ હમણાં હમણાં કેળવણી વિષયક સંસ્થાઓ તરફ જે નવો વળાંક જોવામાં આવે છે તે જ્ઞાતિને માટે અનેક રીતે મંગળકારી થઈ પડશે એમાં કોઈ શક નથી.

મંદિરો બંધાયા

Education પર focus

કહેવાની જરૂર નથી કે એડહોક કમિટીનું સૌથી અગત્યનું કાર્ય સમાજની ઉપરોક્ત પ્રવૃતિઓ માટે એક ભંડોળ (ફંડ) ઉભું કરવાનું હતું અને એડહોક કમિટીના સભ્યોએ એ જવાબદારી અતિ યશસ્વી રીતે અને ધારણા કરતાંય વધુ સરસ રીતે પાર પાડી છે. એ વસ્તુ અત્રે નોંધવી જરૂરી છે કે જ્યારે છાત્રાલયનું નખત્રાણા ખાતે મકાન બંધાઇ રહ્યું હતું તે સમય દરમ્યાન પણ છાત્રાલય ચાલુ કરવાથી દાન ઉઘરાવનાર આગેવાનોના હાથ મજબુત બને અને આ દિશામાં સક્રિય પ્રયાસો થઇ રહ્યા છે એ સૌને વિદિત થાય એવા ઉદ્દેશથી નખત્રાણામાં એક કામચલાઉ છાત્રાલયની વ્યવસ્થા કરવામાં આવી હતી. અને તે વર્ષ દરમ્યાન આશરે ૩૦ વિદ્યાર્થીઓએ છાત્રાલયની સગવડતાનો લાભ લીધો હતો. આ છાત્રાલયના ઉપયોગ માટે શ્રી નખત્રાણા પાટીદાર સમાજે પોતાના મકાનનો ઉપયોગ કરવાની તથા તેને લગતી વ્યવસ્થાની જવાબદારી નખત્રાણાના આગેવાન જ્ઞાતિ બંધુઓએ જે ઉત્સાહ અને કુશળતાથી પાર ચાડી હતી તે માટે જ્ઞાતિ તેઓનું હાર્દિક અભિવાદન કરે છે.

છાત્રાલયની આ તત્પુરતી વ્યવસ્થા કર્યા પછી એડહોક કમિટીએ પોતાનું ધ્યાન ભંડોળ એકઠું કરવા તરફ કેન્દ્રીત કર્યું, અને એડહોક કમિટીના આગેવાન સભ્યો શ્રી. ભીમજી કેશરા, શ્રી. શીવદાસ કાનજી અને શ્રી. નારાયણ શીવજી ફંડની શરૂઆત કરવા મુંબઇ ગયા.

મુંબઇમાં તા. ૬–૧૦-૫૧ ના દિવસે 'પટેલ સદન' ઘાટકોપરમાં મુંબઇમાં વસતા

ભાઈઓની પહેલી સભા મળી. સભામાં ઉપરોક્ત પ્રવૃતિઓ વિષે વિશદ્ ચર્ચા કરવામાં આવી. અને જ્ઞાતિ ભાઈઓએ આ બાબતમાં અનહદ ઉત્સાહ દાખવ્યો. આ સભામાંજ ફંડની વ્યવસ્થિત શરૂઆત કરવામાં આવી. આપણી જ્ઞાતિના આગેવાન કાર્યકર અને વિદ્યા પ્રેમી શ્રી. નારાયણ શીવજીએ રૂા. ૧૦૦૦૧ અંકે દશ હજાર એક પોતાનાં ધર્મપત્ની શ્રીમતિ કુંવરબાઈના નામથી નોંધાવી ફંડની શુભ શરૂઆત કરી. કુદરતનો નિયમ છે કે કોઈક કાર્યની શુભ શરૂઆત જ એવા સુમંગળ ચોઘડીએ થાય છે કે જેની પૂર્ણાહુતી વિષે ક્યાંય ખૂણે ખાંચરે પડેલી શંકા આશંકાઓ નિર્મૂળ થઈ જાય. આ દાખલામાં પણ આવું જ કંઈક બન્યું. એ જ સભામાં મુંબઈના જ્ઞાતિ ભાઈઓ તરફથી હજારો રૂપિયાની રકમ આ ફંડમાં આપવામાં આવી.

વધુમાં એજ સભામાં ફંડ ઉઘરાવવાની વધુ કાર્યસાધક વ્યવસ્થા કરવા માટે પણ વિચારણા કરવામાં આવી, અને એવું ઠરાવ્યું કે ભારતભરમાં વેરવિખેર પથરાયલા આપણા જ્ઞાતિ બંધુઓનો સંપર્ક સાધી તે સૌ આ ફંડમાં પોતાનો યત્કિંચિત ફાળો નોંધાવી શકે તે માટે મુખ્ય મુખ્ય શહેરોના સ્થાનિક કાર્યકરોની, એમની આજુબાજુના પ્રદેશના ભાઈઓ પાસેથી ફાળો ઉઘરાવવામાં સહાયતા લેવી. અને બની શકે તો એમની મારફતે જ ફાળો ઉઘરાવવો. આમ કરવાથી બે જાતના ઉદ્દેશ બર આવ્યા. એક તો ટૂંકા સમયમાં લગભગ સારાય ભારત ભરમાં ફંડની ટહેલ નંખાઈ ગઈ અને ફાળો નોંધાયો. અને બીજો જુદા જુદા પ્રદેશોમાં વસતા જ્ઞાતિના કાર્યકર ભાઈઓ એક બીજાના નિકટના સંપર્કમાં આવ્યા, આ બીજી વાત આપણા માટે આગળ ઉપર વિશેષ મહત્વની બની ગઈ.

ફાળો નોંધાવનાર ભાઈઓના નામની યાદી ઉપર એક માત્ર ટૂંકી દૃષ્ટિ કરવાથી આપને માલમ પડશે કે ક્યાં ક્યાં વસતા ભાઈઓએ આપણા ફંડની ઝોળી છલકાવવામાં ફાળો આપ્યો છે. અમે ખાત્રી પૂર્વક માનીએ છીએ કે ઉપરોક્ત પ્રવૃતિઓ અને તેમને માટે આદરેલી ફંડની પ્રવૃતિને લીધે દૂર દૂર વસતા આપણા જ્ઞાતિ ભાઈઓ એક બીજાના એટલા ગાઢ સમાગમમાં આવ્યા છે અને એ જુદા જુદા પ્રદેશોમાં વસતા ભાઈઓમાં ઐક્યનો એવો ઉદ્ભવ થયો છે જે ભૂતકાળમાં ક્યારે પણ નહોતો. આ બીના એ કંઈ જ્ઞાતિ માટે નાની સૂની સિધ્ધિ નથી.

મુંબઈની ઉપર જણાવેલી સભાની સફળ કાર્યવાહીથી અત્યંત ઉત્સાહિત થઈને સમાજના આગેવાનો શ્રી. ભીમજી કેશરા તથા શ્રી. શીવદાસ કાનજી નાગપુર ગયા.

નાગપુર પહોંચી એ આગેવાનોએ જ્ઞાતિ બંધુઓને એકઠા કરી નાગપુર અને તેની આજુબાજુના પ્રદેશમાંથી ઉપરોક્ત ફંડ માટે રૂપીયા પચાસ હજારની ટહેલ નાખી. એક વસ્તુની ખાસ નોંધ લેવી અહીં જરૂરી બને છે અને તે એ કે, નાગપુર પાટીદાર સમાજ આ સમયે પોતાની સ્થાનિક પ્રવૃતિઓ માટે સારી એવી રકમ ખર્ચવાની યોજના ઘડી રહ્યો હતો. નાગપુરના જ્ઞાતિ ભાઈઓ આવા સંજોગોમાં શરૂઆતમાં તો સહેજ દ્વિધામાં પડી ગયા, પરંતુ નાગપુરના ભાઈઓએ ઉપરોક્ત આગેવાનોની ટહેલનો જવાબ

જેમના વરદ હસ્તે પાટીદાર ભવનના મકાનનું ઉદ્દઘાટન થયું.



## શ્રી. ભીમજી કેસરા લીંબાણી

સમાજના લાખોના ભંડોળની જેમણે નિષ્ઠાપૂર્વક રખેવાળી કરી. પાટીદાર ભવનના મકાનના બાંધકામ દરમ્યાન રાત દિવસ જોયા સિવાય ખૂબ પરિશ્રમ લીધો. એમના શુભહસ્તે થએલ ઉદ્દઘાટનને લીધે સંસ્થાએ પ્રગતિ સાધી. સમાજે તેમને પ્રથમ ખજાનચી નીમી એમનું બહુમાન કર્યું.

## સમાજ સુધારાના ઝંડાધારીઓ



ઉભેલા : શ્રી નારાયણ શીવજી પટેલ (વીરાણી) સ્વ. શ્રી રામજી જેઠાભાઇ પટેલ (ગઢશીસા
બેઠેલા : સ્વ. શ્રી રતનસી કરસન (ગઢશીસા)
સ્વ. શ્રી નારાયણ રામજી લીંબાણી (વીરાણી) સ્વ. શ્રી વિશ્રામ દેવજી (વીરાણી)
સમાજ સુધારણા અર્થે અનેકવિધ મૂશ્કેલીઓ સામે અણનમ રહેનાર મહારથીઓ

રૂપીયા પચાસ હજારથી એ વધારે આપીને વાળ્યો. છતાં પણ એ જ અરસામાં નાગપુરના આપણા જ્ઞાતિ ભાઇઓએ નાગપુર ખાતે એક આલિશાન "પાટીદાર ભવન" બનાવ્યું જેનો ઉલ્લેખ ઉપર કરવામાં આવ્યો છે.

ઉપર મુજબ નાગપુરમાં ફંડ કર્યા પછી અને મુંબઇમાં નક્કી કર્યાનુસાર નાગપુરના આજુબાજુના વિસ્તારોમાંથી ફંડ ઉઘરાવવાનું કાર્ય નાગપુર સમાજને સોંપી ઉપરોકત આગેવાનો કલકત્તા જવાના હતા, પરંતુ દિવાળીના તહેવારો નિમિત્તે શ્રી. શીવદાસભાઇ મુંબઇ પાછા ગયા અને શ્રી. ભીમજીભાઇ કલકત્તા ગયા. દિવાળી પછી શ્રી. શીવદાસભાઇ ફંડ માટે કલકત્તા જવાના હતા, પરંતુ શ્રી. ભીમજી કેશરા કલકત્તા પહોંચ્યા અને આપણા જ્ઞાતિ ભાઇઓની આ ફંડ બાબતમાં વિચારણા કરવા માટે એક અનૌપચારિક સભા બોલાવી. સભા મેળવવાનો તાત્કાલિક હેતુ તો માત્ર ફંડ કેમ એકત્ર કરવું તેની વિચારણા કરવાનો હતો. શ્રી. ભીમજીભાઇએ જ્ઞાતિ વતી કલકત્તાવાસી જ્ઞાતિ ભાઇઓને એટલું તો કહી જ દીધું હતું કે કલકત્તા અને આજુબાજુના વિસ્તારોમાંથી જ્ઞાતિ રૂપીયા એક લાખની અપેક્ષા રાખે છે. પરતુ આ સભામાં તો માની પણ ન શકાય એવી વાત બની ગઇ. અમુક જ્ઞાતિ ભાઇઓએ સભામાં જણાવ્યું કે આજે આપણે ફાળો કેમ ભેગો કરવો તેની વિચારણા કરી. પછી સભા બોલાવશું ત્યારે એ સભામાં આપણા સિવાય બીજા કોણ આવવાના છે? તેથી એઓએ સૂચન કર્યું કે આ જ સભામાં ફાળાની શરૂઆત કરવી. વધુમાં એવી પણ દલીલ કરવામાં આવી કે કલકત્તાનો ફાળો ઉઘરાવવામાં શ્રી. ભીમજી બાપા હાજર હોય તો પછી બીજા આગેવાનોનો કિંમતી સમય નાહક શા માટે બરબાદ કરવો? અમને જણાવતાં અતિ મગરૂબી ઉપજે છે કે એ જ સભામાં બે થી ત્રણ કલાકની અંદર જ્ઞાતિની રૂપીયા એક લાખની અપેક્ષાનો જવાબ કલકતાના આપણા ભાઇઓએ રૂપીયા ૧,૨૦,૦૦૦) આપીને વાળ્યો. આટલું કરીને કલકત્તાના જ્ઞાતિ ભાઇઓએ સંતોષ ન માન્યો. કલકત્તા અને બંગાળના અન્ય વિસ્તારોમાંથી ફાળો એકત્ર કરવાની જવાબદારી કલકત્તા પાટીદાર સમાજે પોતાના ઉપર લીધી. અમને જણાવતાં અતિ હર્ષ થાય છે કે આજ સુધીમાં કલકત્તાનો કુલ ફાળો રૂા ૧,૬૪,૦૧૦ ઉપર પહોંચ્યો છે.

કલક-તાની આ સભામાં ભરાયલા રૂપીયા એક લાખ વીસ હજારના આનંદદાયક અને કંઇક અંશે વિસ્મયકારક સમાચાર વાયુ વેગે ભારત ભરમાં પ્રસરી ગયા. આ કાર્યની જવાબદારી લેનાર આગેવાનોનો ઉત્સાહ અનેક ગણો વધી ગયો. એમણે ધારેલી રૂપીયા પાંચ લાખની રકમનું સ્વપ્ન એક નકકર હકિકત બની ગઇ. એટલુંજ નહીં પરંતુ સમાજનો સમગ્ર ફાળો ૭૦૦૦૦૦) સાત લાખ રૂા. ઉપર પહોંચી ગયો છે.

ફંડ એકઠું કરવાની પ્રવૃતિને કલક-તાના ફાળાથી અનેરો વેગ મળ્યો. અને દેશના અન્ય ભાગોમાંથી પણ ફાળાને એવોજ ઉત્સાહી જવાબ મળવાના સમાચારો આવવા લાગ્યા. ફાળાને મળેલા આ જોશીલા જવાબની એક સીધી અસર મકાનના બાંધકામની વ્યવસ્થા કરતા આગેવાનો ઉપર પડી, અને બંધાતી ઇમારત વધુને વધુ આલિશાન

બને એવાં પગલાં તેઓ લેવા લાગ્યા. એનું પરિણામ એ; નખત્રાણા ખાતે ઉભેલું પાટીદાર ભવનનું શાનદાર અને આલિશાન મકાન.

મુંબઈ, નાગપુર અને કલકત્તાના ફંડ ઉઘરાવ્યાની નોંધ લીધા પછી અમારી એ ફરજ બની રહે છે કે આપ સૌની સમક્ષ ભારતના અન્ય પ્રદેશોમાં ફાળો ઉઘરાવવા માટે થયેલી પ્રવૃત્તિઓની અતિ આછી રૂપરેખા આપ સમક્ષ રજુ કરીએ.

મુંબઈ સમાજના કાર્યકરો સર્વ શ્રી શીવદાસ કાનજી, ખીમજી કચરા, મણીભાઈ વાલજી, ભાણજી દેવસી, મનજી વાલજી, વીરજી કરશન, ખેતા માવજી વગેરે ભાઈઓ ફંડ એકઠું કરવા નાશિક ગયા, નાશિકના જ્ઞાતિ ભાઈઓએ ઉત્સાહપૂર્વક ફાળો નોંધાવ્યો. નાશિકથી એજ કાર્યકરો ફંડ માટે પૂના ગયા અને પૂનામાં જ્ઞાતિ ભાઈઓએ અતિ ઉત્સાહ પૂર્વક પોતાનો ફાળો નોંધાવ્યો, પૂનાનો કુલ ફાળો સારા પ્રમાણમાં થયો છે

ત્યાર બાદ મુંબઈથી સર્વ શ્રી શીવદાસ કાનજી, માવજી ધનજી, મનજી વાલજી, તથા પૂનાથી શ્રી લાલજી ભાણજી અને દેવજી કાનજી મહારાષ્ટ્ર અને મહિસુરના વિવિધ ભાગોમાં રહેતા આપણા જ્ઞાતિ ભાઈઓ પાસે ફાળો ઉઘરાવવા ગયા. જ્યાં જ્યાં આ કાર્યકર ભાઈઓ ગયા ત્યાં ત્યાં આપણા ભાઈઓએ અતિ ઉમંગ અને ઉત્સાહથી એમનો આદર કર્યો અને ફાળામાં યથાશક્તિ સારી રકમો લખાવી.

થોડા સમય બાદ મુંબઈથી સર્વ શ્રી શીવદાસ કાનજી, ખીમજી કચરા અને ભાણજી દેવશી હૈદ્રાબાદ ગયા. ત્યાં સારી રકમનો ફાળો ઉઘરાવ્યા બાદ હૈદ્રાબાદના આગેવાન કાર્યકર શ્રી. વિશ્રામ કાનજી સાથે આંધ્ર પ્રદેશના અન્ય ભાગોમાં ફાળા અર્થે ફર્યા અને ફાળો નોંધ્યો. મદ્રાસમાં મદ્રાસ પાટીદાર સમાજે. ફંડ માટે આવેલ આગેવાનોને મળવા માટે સમાજની એક સભા બોલાવી એ સભામાં અતિ ઉત્સાહ પૂર્વક ફાળો નોંધાવ્યો. મદ્રાસથી ઉપરોક્ત આગેવાનો, મદ્રાસના સ્થાનિક કાર્યકર શ્રી. કાનજી ભીમજીની સાથે તામિલનાડ અને બાકી રહેલા દક્ષિણ ભારતના પ્રવાસે ગયા. દક્ષિણ ભારતમાં નાનાં મોટાં શહેરો અને ગામોમાં આપણી બોર્ડિંગના ફંડની ટહેલ નાખી અને જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં તેમને ઉત્સાહપૂર્વક ફાળામાં નાણું મળ્યાં.

આ પ્રવાસ દરમ્યાન ઓલાવકોટ નિવાસી શ્રી. બાબુભાઈ શાહ કચ્છ રાયણવાલાએ એમની કેળવણી પ્રત્યેની ભાવના અને આપણી જ્ઞાતિના આ અભૂતપૂર્વ કાર્યમાં મદદ કરવાની ભાવનાથી પ્રેરાઈને ઉપરોક્ત આગેવાનોની સાથે કેરાલા પ્રદેશના જુદા જુદા સ્થળોએ ફરવામાં સાથ આપ્યો તે બદલ તેઓશ્રીને ધન્યવાદ.

દક્ષિણ ભારતનો પ્રવાસ પુરો કરી મુંબઈના આગેવાનો શ્રી. શીવદાસ કાનજી અને શ્રી. ખીમજી કચરા ઉત્તર ભારત અને રાજસ્થાનમાંથી ફાળો એકઠો કરવા માટે દિલ્હી ગયા.

દિલ્હી પાટીદાર સમાજે આગેવાનોને મળવા અને ફાળો ઉઘરાવવાના ઉદ્દેશથી જ્ઞાતિ

ભાઈઓની એક સભા યોજી, આ સમાજના ફાળામાં હોંશભેર રકમો નોંધાવી. ઉપરોકત આગેવાનો દિલ્હીથી જયપુર. જોધપુર, અજમેર, ઉદયપુર વગેરે સ્થળોએ રહેતા આપણા જ્ઞાતિભાઈઓ પાસેથી ફાળો નોંધાવી નાગપુરમાં પાટીદાર ભવનના ઉદ્‌ઘાટન સમારોહમાં ભાગ લેવા નાગપુર ગયા.

નાગપુરથી પાછા મુંબઈ ગયા બાદ થોડા સમય પછી સર્વશ્રી શીવદાસ કાનજી, ખીમજી કચરા અને રામજી પુંજા (દોલતપરવાળા) ગુજરાતના શહેરોમાં ફાળો ઉઘરાવવા ગયા. મુંબઈથી પાલઘર, દહાણું, વલસાડ, ઉદવાડા, નવસારી, સુરત, ભરૂચ, વડોદરા, આણંદ, નડીયાદ, વગેરે જગાએ ફાળો ઉઘરાવી અમદાવાદ પહોંચ્યા. અમદાવાદમાં અમદાવાદ પાટીદાર સમાજના આશ્રયે ફંડ એકઠું કરવા માટે જ્ઞાતિભાઈઓની એક સભા બોલાવી. અમદાવાદના શ્રી દેવશી રામજી, શ્રી કરશન ખીમજી વગેરે ભાઈઓના સહકારથી લગભગ રૂપીયા ત્રીસ હજારનો ફાળો નોંધાયો. ત્યાંથી આજુબાજુના ગામોમાં જઈ ત્યાંનો ફાળો પણ ઉઘરાવવામાં આવ્યો. આ આગેવાનો જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં આપણા જ્ઞાતિ ભાઈઓએ એમનું ભાવભર્યું સ્વાગત કર્યું અને ઉત્સાહથી યથાશકિત ફાળો નોંધાવ્યો.

આ ઉપરાંત મુંબઈના આગેવાન કાર્યકરોએ કોંકણપટી અને મહારાષ્ટ્રના બાકી રહેલા ભાગોઃ કરાડ, સાંગલી, કોલ્હાપુર, રોહા, રત્નાગીરી, વેનગુર્લા, મીરજ, પંઢરપુર, નીપાણી, સોલાપુર, બીજાપુર, અક્કલકોટ, કોરેગાંવ, ઇચલ કરંજી વગેરે વગેરે ગામોમાંથી સારો એવો ફાળો એકઠો કર્યો.

આવીજ રીતે નાગપુરના સ્થાનિક આગેવાન સર્વશ્રી શીવજી જેઠાભાઈ, નારાયણ ધનજી, વાલજી જશરાજ, અને રામજી નારાયણ નાગપુરની આજુબાજુના પ્રદેશોમાં ફંડ કરવા માટે નીકળ્યા. ભંડારા, રાજનાંદગાંવ, ધમતરી, નારાણપુર, જગદલપુર, જયપુર, બાગબારા, કાંટાબાજી વગેરે સ્થળોએ ફરીને સારી એવી રકમનું ફંડ ઉપરના સ્થળોએ વસતા આપણા જ્ઞાતિ-ભાઈઓના ઉત્સાહ અને સહકારથી એકઠું કર્યું.

ત્યાર બાદ ફરી એકવાર સર્વશ્રી શીવજી જેઠાભાઈ, નારાયણ ધનજી અને રામજી નારાયણ તથા જબલપુરવાળા શ્રી વીરજી લાલજી સાથે મળીને જબલપુર તરફના અન્ય વિસ્તારોમાં ફરી, કટની, ભોપાળ, સાગર, બનારસ, શિહોર, ખંડવા, બરહાનપુર, હરદા, અબ્દુલાગંજ, ઇન્દોર, અમરાવતી અને જુનારદેવ વગેરે સ્થળોએ ફરી સારા પ્રમાણમાં ફંડ ઉઘરાવ્યું ઉપરોકત બન્ને પ્રવાસ દરમ્યાન શ્રી નારાયણ ધનજીને, પોતાની મોટર ગાડી આપી એ લાંબા પ્રવાસની સગવડતા કરી આપવા બદલ હાર્દિક ધન્યવાદ.

આ સમય દરમ્યાન નાગપુરના બીજા સ્થાનિક કાર્યકરો સર્વશ્રી મેઘજી હંસરાજ, અબજી દેવજી અને શીવદાસ માનાએ સમાજના આ ફંડ માટે યવતમાલ, કારંજા, અકોલા, મલ્કાપુર, ભુસાવલ, જલગાંવ, બલ્લારશા, વર્ધા અમલનેર અને જામનેર વગેરે સ્થળોએ ફરી,

સમાજ માટે સારૂં એવું ફંડ એકઠું કર્યું.

આ સમય દરમ્યાન કલકત્તાવાળા યુવાન કાર્યકર શ્રી કરશન ભીમજી તથા નાગપુરના આગેવાન કાર્યકર શ્રી રામજી નારાયણે મળીને જબલપુરમાં ફંડ ઉઘરાવવા પ્રયાસ કર્યો. જબલપુરમાં આશરે રૂપીયા પંદર હજારની માતબર રકમ જબલપુરના જ્ઞાતિભાઇઓના ઉત્સાહ અને સહકારથી એકઠી કરી.

આ ઉપરાંત બંગાળ વિસ્તારના ભાગોમાં ફંડ ઉઘરાવવા માટે કલકત્તા સમાજના આગેવાન કાર્યકરો સર્વશ્રી ભીમજી કેશરા, વાલજી લધા, કરશન ભીમજી, કરમશી હીરજી, ધનજી દેવશી અને વેલજી હીરજી તથા કલકત્તા નિવાસી શ્રી બાબુભાઇ કારીઆ (જેઓ આપણી જ્ઞાતિની દરેક સામાજિક પ્રવૃતિઓમાં આપણા પોતાના જ્ઞાત બંધુ હોય એવા ઉત્સાહથી ભાગ લે છે) આ બધા આગેવાનોએ શ્રીરામપુર, મીયાંમતપુર, બરાકર, બર્દવાન, આશનસોલ, ઝરીયા, કતરાસનગર, વગેરે સ્થળોએ ફરીને સારી એવી રકમ સમાજના ફંડમાં ભરાવી. ફરીને એકવાર કલકત્તાના કાર્યકરો સર્વશ્રી કરશન ભીમજી, કરમશી હીરજી, ધનજી દેવશી, વેલજી હીરજી અને બાબુભાઇ કારીઆએ બંગાળ વિસ્તારના અન્ય સ્થળો જેવાં કે : બાકુંડા, બાલાસોર, ભદરક, બરહામપુર, કટક, સમ્બલપુર, બાંમડા, રાચી, ચક્રધરપુર, ચાયબાસા, મેમારી, પંડવા, રાઉલકીલા, શાન્તીપુર, ક્રીષ્નાનગર, રાણાઘાટ, અને આસામ વગેરે ઠેકાણેથી સારા પ્રમાણમાં ફાળો એકત્ર કર્યો.

અહીં એક વાતની ખાસ નોંધ લેતાં હર્ષ થાય છે કે કલકતાના શ્રીમાન આઇ. બી. સેનગુપ્તા, એડવોકેટે આપણી આ શુભ પ્રવૃતિમાં સહાયભૂત થવાના શુભ ઉદ્દેશથી પ્રેરાઇને પોતાની મોટર ગાડી આપી પ્રવાસની સગવડતા કરી આપી તે બદલ તેમને અમારા હાર્દિક ધન્યવાદ.

આ ઉપરાંત કચ્છના સ્થાનિક અને અન્ય આગેવાનો સર્વશ્રી ભીમજી કેશરા, નારાયણ શીવજી, શીવદાસ કાનજી, હીરજી કેશરા, પરબત લખુ, અરજણ રામજી, લધા વિશ્રામ, નથુભાઇ નાનજી, કરશન ભીમજી, કરશન શીવદાસ, ભાણજી પચાણ, શામજી વાલજી, ખીમજી નાગજી, વિશ્રામ કાનજી, પ્રેમજી પુંજા, કરમશી ખેતા, રાજા શીવદાસ વગેરેએ કચ્છના જુદા જુદા ગામોમાં ફરી સ્થાનિક કાર્યકરોના સહકારથી અને જ્ઞાતિ ભાઇઓના ઉત્સાહથી ફંડ એકત્ર કર્યું.

આમ એક તરફ ફંડ એકત્ર કરવાનું કાર્ય જોરશોરથી ચાલી રહ્યું હતું, જ્યારે બીજી તરફ છાત્રાલયના મકાનનું કામ લગભગ પૂરૂં થવા આવ્યું હતું. સને ૧૯૫૯ના ઓગસ્ટ માસની શરૂઆતમાં મકાનનું કામ પરિપૂર્ણ થયું. એટલે શાસ્ત્રોકત વિધિથી તા. ૧૦-૮-૧૯૫૯ના રોજે આપણી જ્ઞાતિના ઉત્સાહી અને ખંતિલા યુવાન કાર્યકર શ્રી કરશન ભીમજીના શુભ હસ્તે વાસ્તુ કરવામાં આવ્યું.

લકડગંજનું જૂનું નામ

સને ૧૯૬૦ના ફેબ્રુઆરિ માસમાં 'શ્રી નાગપુર પાટીદાર સમાજ' બગડગંજ તરફથી નાગપુર ખાતે બંધાયેલા 'પાટીદાર ભવન'નું ઉદ્દઘાટન થયું. આ ઉદ્દઘાટન સમારોહ પ્રસંગે



વ્યાસપીઠ ઉપર ઉપસ્થિત અગ્રેસર મંડળ શ્રી ભવાનજી અરજણ ખીમજી, કલેકટર શ્રી ખાખડે, સ્વાગત પ્રમુખ, શ્રી વિશ્રામ તુલસીદાસ, શ્રી કૃષ્ણદાસ પજવાણી, શ્રી કુંદનલાલ ધોળકીઆ, વકીલ શ્રી જુગતરામ ડી રાવળ વકીલ, શ્રી જટાશંકર ગોકલદાસ જોષી, શ્રી ખીમજી કચરા પટેલ તથા ભાણજી દેવશી વગેરે દૃષ્ટિગોચર થાય છે.

આ કાર્યમાં ખેંચ્યા છે, શ્રી. ગાભુભાઈનો સ્વભાવ જ એવો છે કે તેઓ માત્ર યુવાનોને પ્રેરણારૂપ બને છે એટલું જ નહીં પણ એ પોતે યુવાન હોવા છતાંયે અનુભવે વૃદ્ધ છે. એટલે મુરબ્બીઓને એમની સલાહ સૂચન વગેરેની અવારનવાર જરૂર પડે છે. અને શ્રી. ગાભુભાઈ તે કોઈ પણ જાતના દેખાવ કે આડંબર વીના આપે છે. આવા શ્રી. ગાભુભાઈનું જે સન્માન અહીં થાય છે. તે સર્વથા યોગ્ય જ છે.

ત્યાર બાદ આપણી જ્ઞાતિના યુવાન અને ઉત્સાહી કાર્યકર શ્રી. નારાયણજી પેથાભાઈ પોકારે પોતાનો સૂર પુરાવતાં કહ્યું કે શ્રી. ગાભુભાઈનો મને અંગત પરિચય નથી પરંતુ શ્રી. ગાભુભાઈમાં એવી કંઈક ચીજ હોવી જ જોઈએ કે જેને લીધે આપણે સૌ એમના પ્રસંશકો બની રહ્યા છીએ. કેટલાય કેળવાયલા યુવકો પાસે જ્ઞાતિ જે અપેક્ષા રાખે તે કરતાંય અતિ ઘણું કાર્ય બહુ નહીં ભણેલા એવા શ્રી. ગાભુભાઈએ જ્ઞાતિ અર્થે કર્યું છે. શ્રી. ગાભુભાઈએ સમાજ સેવાના કરેલા આ કાર્ય બદલ હું તેમને મારા હાર્દિક અભિનંદન આપું છું.

શ્રી. ખીમજી કચરાએ બોલતાં જણાવ્યું કે મારી અગાઉ જે ભાઈઓ શ્રી. ગાભુભાઈ વિષે બોલી ગયા છે અને ગાભુભાઈના ગુણો, સ્વભાવ વગેરેનું જે વર્ણન કર્યું છે તેમાં હું મારો સૂર પૂરાવું છું. પરંતુ પુનરોક્તિ કરવાની જરૂર જોતો નથી. શ્રી. ગાભુભાઈને આપણે જે માન આપીએ છીએ તે યોગ્ય જ છે.

આ વક્તાઓ ઉપરાંત શ્રી. માવજી ધનજી, શ્રી. નથુભાઈ નાનજી અને શ્રી. ખીમજી નાગજીએ પણ શ્રી. ગાભુભાઈના સ્વભાવ અને સમાજ પ્રત્યેની ભાવના અને સેવાનો ઉલ્લેખ કર્યો હતો. અને શ્રી. ગાભુભાઈનું સન્માન થાય છે તે પ્રત્યે પોતાનો હાર્દિક સંતોષ અને આનંદ વ્યકત કર્યો હતો.

ત્યાર બાદ સભાજનોના હર્ષનાદ અને તાળીઓના ગડગડાટો વચ્ચે પ્રમુખશ્રીએ શ્રી. ગાભુભાઈને પાટીદાર યુવક સમાજ તરફથી સુવર્ણ ચંદ્રક અર્પણ કર્યો હતો. અને પોતાના સ્વહસ્તે શ્રી. ગાભુભાઈની છાતી ઉપર એ ચંદ્રક લટકાવી દીધો હતો.

ઉપરના સન્માનનો જવાબ આપતાં શ્રી. ગાભુભાઈએ જણાવ્યું કે આપ સૌએ કરેલાં મારાં સન્માન બદલ તથા આપના પ્રેમના પ્રતિક રૂપે મને અર્પેલા આ સુવર્ણ ચંદ્રક બદલ હું આપ સૌનો અત્યંત આભારી થયો છું. અહીં મારા વિષે જે જુદા જુદા વકતાઓએ જણાવ્યું છે, તે બધા ગુણો મારામાં મોજુદ છે એમ માની લેવા જેટલો હું મૂર્ખ નથી. આ જે સન્માન અપાયાં છે તેમાં મને તો આપણી સમગ્ર યુવાન પેઢીની એક કદર થઈ રહી હોય અને તે યુવાન પેઢીના એક મૂક પ્રતિનિધિ તરીકે મારે એ પૂરસ્કાર સ્વીકારવાનો હોય એમ હું માનું છું. મારા વિષે અહીં જે કંઈ કહેવામાં આવ્યું છે તેમાં અતિ ઘણી અતિશ્યોક્તિ છે. મેં મારી ફરજ ઉપરાંત કંઈજ વિશેષ કર્યું નથી. બલ્કે મારા કરતાં પણ વધુ કાર્ય કરવાવાળા કાર્યકર્તાઓ અહીં મોજુદ છે, તે હું જાણું છું, છતાં આપ સૌને મારા પ્રત્યે જ

પ્રેમ અને મમતા છે તેને લીધે જ આપ આવા મારામાં ન હોય એવા સદ્ગુણોનું આરોપણ કરો છો અને મેં મારી ફરજ પ્રમાણે કરેલી નાની એવી સેવાનાં આટલાં બધાં વખાણ કરો છો. આજે અપાયલા માનને હું લાયક નથી તે હું સારી રીતે જાણું છું. પરંતુ આપના પ્રેમના પ્રતિકને નકારવાની મારામાં હિંમત નથી. એટલે અને કંઇક તો અમારી સમગ્ર યુવાન પેઢીનું આ સન્માન છે એમ માની હું એનો સ્વીકાર કરૂં છું. મારી આપ સૌને વિનંતિ છે કે આપણે જે સહકાર અને ઐકયતાથી આ પરિષદ, છાત્રાલય અને છાત્રાલયનો ઉદ્‌ઘાટન વિધિ પાર પાડ્યાં છે એ જ રીતે આવતા વર્ષોમાં આપણા સમાજને ઉપયોગી એવી પ્રવૃતિઓ આપણે પાર પાડીશું. મને લાંબાં ભાષણો કરતાં આવડતું નથી. હું તો સિપાહી છું મારી ફરજ ઓર્ડરો લેવાની અને બજાવવાની, ફરીને એક વખત હું આપ સૌનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું."

ત્યાર બાદ સ્વાગત **પ્રમુખ શ્રી પરબત લખુ** વતીથી સમગ્ર સમાજ તરફથી આભાર વિધી કરતાં **શ્રી. પચાણભાઈ શીવજીએ** જણાવ્યું હતું કે "સમાજ આપ સૌનો ઋણી છેઃ–

પ્રમુખ શ્રી : આપે જે સ્નેહ અને સરળતાથી આ સભાનું સંચાલન કર્યું છે અને આપના અમૂલ્ય સમયનો ભોગ આપી અમારા આમંત્રણને માન દઈ આ પ્રમુખપદની જવાબદારી સ્વીકારી અને યશસ્વી રીતે પાર પાડી તે બદલ,

સમાજના અગ્રણી, નામી અને અનામી સૌ કાર્યકર ભાઇઓનો : જેમણે પોતાની સુખ સગવડની દરકાર કર્યા વગર સમગ્ર ભારતમાં આપણા આ કાર્ય માટે ફાળો એકઠો કર્યો તે બદલ,

સૌ કાર્યકર ભાઇઓનો : જેમણે આપણા આ કાર્યમાં તન, મન અને ધનથી હરેક જાતનો સહકાર આપી આ કાર્યને સફળતા પૂર્વક પાર પાડવા બદલ,

આપ સૌ દાનવીર ભાઇઓનો: સમાજની ઝોળી અતિ ઉત્સાહ પૂર્વક છલકાવી દેવા બદલ !

આપ સૌ ભાઇઓનો : જેમણે છાત્રાલયના મકાનમાં આવી સુંદર કામગીરી બજાવી તે બદલ,

આપ સૌ પરિષદ અર્થે પ્રચાર કાર્ય કરનારા ભાઇઓનોઃ જેમણે સફળતાથી અને ઉત્સાહ પૂર્વક પરિષદની પૂર્વભૂમિકા તૈયાર કરી તે બદલ,

આપ સૌ પ્રતિનિધિ ભાઇઓનો : જેમણે જ્ઞાતિના રીત રિવાજોને પરિષદમાં મળી બંધારણિય મહોર મારવા બદલ,

આપ સૌ સ્વયંસેવક ભાઇઓ તથા બહેનોનો, અને એમાંય ખાસ કરીને રસોડા તથા

જળ વિભાગના ભાઇઓનો : આપ સૌએ કરેલી સેવાની સુંદર કામગીરી બદલ,

ડૉ. શ્રી. ગંગદાસભાઇ ! આપે બજાવેલી પ્રાથમિક ડોકટરી સહાય બદલ,

એ સૌ મહાનુભાવોનોઃ તેમણે પાઠવેલા શુભેચ્છાના સંદેશાઓ બદલ,

આ ઉપરાંત આપ સૌ અત્રે પધારેલાં ભાઇ–બહેનોનો, આપ સૌએ આમંત્રણને માન આપી અહીં પધારી અમારી અનેક ત્રૂટીઓ ચલાવી લેવા બદલ તથા સંપૂર્ણ શાન્તિ અને શિસ્તથી આ કાર્યવાહી ચલાવવામાં મદદ કરવા બદલ,

અને છેલ્લે એ સૌ નામી અને અનામી જ્ઞાતિજનો, પર જ્ઞાતિજનો, અમલદારો અને બીન અમલદારોનો : જેમણે અમારા આ કાર્યમાં પોતાનાથી બનતી બધી મદદ કરીને આ કાર્ય સફળતાથી પાર પાડવામાં જે સહાયતા કરી છે તે બદલ,

ઉપર મુજબ આભાર વિધી પછી પ્રમુખશ્રીએ આ સામારોહ પૂર્ણ થયાની જાહેરાત કરી હતી, અને સભાજનો–ઉલ્લાસમય વાતાવરણ વચ્ચે ગામે ગામ અહીં ચાલેલી કાર્યવાહીનો સંદેશો આપવા વિખરાઇ ગયા હતા.



# શુભ સંદેશ

ભારતના રાષ્ટ્રપાતનું સચિવાલય,
રાષ્ટ્રપતિ ભવન, ન્યુ દિલ્હી.

પ્રિય મહોદય,

રાષ્ટ્રપતિજી શ્રી અખિલ કચ્છ કડવા પાટીદાર સમાજના લોકોના હિતમાં ઊન્નતિ ઇચ્છે છે અને સમાજના આ શુભ સમારોહના અવસરે પોતાની શુભ કામનાઓ પાઠવે છે.

**રાજેન્દ્રલાલ હાંડા**
ભારતના રાષ્ટ્રપતિના પ્રેસ સચિવ

* * *

ભારતના ઉપ રાષ્ટ્રપતિ,

ન્યુ દિલ્હી.

તમારો સમાજ જે સત્કાર્ય કરી રહ્યો છે તે જાણીને મને ખૂશી ઉપજી છે. તમારા પ્રયત્નોને સફળતા મળે તે માટે મારી શુભેચ્છા વ્યકત કરૂં છું.

આપનો સહૃદયી,
**એસ. રાધાકીષ્નન**

* * *

**શ્રી. એમ. અનંથ સયનમ આયંગાર**
લોક સભાના સ્પીકર, ન્યુ દિલ્હી.

વહાલા શ્રી. પટેલ,

તમે શાળાના વિદ્યાર્થીઓ માટે છાત્રાલયનું જે નિર્માણ કર્યુ છે તે જાણીને મને અત્યંત ખૂશી ઉપજી છે, મકાન ભવ્ય દેખાય છે.

સર્વ દાનોમાં વિદ્યાદાન જે બાળક અગર બાલિકાને જીંદગી જીવવાને અનુરૂપ બનાવે

## સંદેશા વાંચન



ઉદ્‌ઘાટન સમારંભને સફળતા ઇચ્છતા રાષ્ટ્રપતિ તથા અન્ય અગ્રેસરો તરફથી આવેલ શુભ સંદેશાઓનુ સભા સમક્ષ બેરિસ્ટર શ્રી વિરેન્દ્રભાઇ પટેલ વાંચન કરી રહ્યા છે. વ્યાસપીઠ ઉપર શ્રી ભીમજીબાપા શ્રી જટાશંકર વકીલ, શ્રી નથુભાઇ નાનજી, શ્રી બાબુભાઇ કારીઆ, ડો. શ્રી. ગંગાદાસભાઈ, અને શ્રી. મણીલાલ પુંજાભાઇ વગેરે નજરે પડે છે.



સ્વાગત પ્રમુખ શ્રી પરબત લખુપટેલ પ્રમુખશ્રી સીવદાસભાઇને પુષ્પહાર અર્પણ કરે છે

તે જ શ્રેષ્ઠ દાન છે. હું હાલમાં જ ભૂજ અને કચ્છની મુલાકાતે આવી ગયો છું. ત્યાં ઘણી સામાજીક અને આર્થિક પ્રગતિ થઈ રહી છે. છતાં હજુ ઘણું કરવાનું બાકી છે.

આઝાદીના ઉદય પછી દેશના યુવકો સામે અસંખ્ય તકો ઉભી થઇ છે. તેઓ સહકારમાં ઉંચામાં ઉંચી પદવીએ પહોંચી શકે છે, દેશના કારોબારની કોઇ પણ પદવી તેઓ હાંસલ કરી શકે છે, વધુમાં તેઓ આદર્શ નાગરિકો બની શકે છે.

આપણી પ્રજાના જુદા જુદા વર્ગો વચ્ચે મતમતાંતરો નિવારી ઐકય ઉત્પન્ન કરવા માટે એક બીજાના સંપર્કમાં આવવાની તકોની ઘણી જરૂરીયાત છે. એટલે પ્રત્યેક મા—બાપની એ ફરજ છે કે પોતાના બાળકને શિક્ષણ આપવું. અને દરેક દાનવીરની એ ફરજ છે કે પ્રજાના દરેક વર્ગોની કેળવણી અર્થે તે વધુમાં વધુ આપે. હું ઇચ્છું છું કે આ પ્રદેશમાં આવાં વધુને વધુ છાત્રાલયો થાય અને એક પણ બાળક વિદ્યાર્થી વંચિત ન રહે—જરૂરી હોય ત્યાં મફત છાત્ર તરીકે રહીને પણ—એ જોવાનું છે, કેટલાંય ગરીબ બાળકો ભણવામાં ખૂબજ હોંશિયાર હોય છે. હું ઇચ્છું છું કે આવાં હોંશિયાર બાળકો માટે છાત્રાલયોમાં મફત સગવડ કરવી અતિ જરૂરી છે.

મને આશા અને વિશ્વાસ છે કે તમારા સુંદર દૃષ્ટાંતનું અન્ય ધનવાનો પણ અનુકરણ કરશે. મારાં અન્ય રોકાણોને લીધે આ સમારંભમાં હાજરી આપી તમારા સમાગમનો આનંદ હું નથી લઇ શકતો તેનું મને દુઃખ છે. હું આ સમારંભની દરેક પ્રકારની સફળતા ઇચ્છું છું.

ભવદિય,

**એમ. અનંથ સયનમ આયંગાર.**

* * *

**એન. વી. ગાડગીલ**

રાજભવન, ચંડીગઢ

પંજાબ રાજ્યના ગવર્નર.

પ્રિય મિત્ર,

સમારંભમાં ઉપસ્થિત થવાનું આપનું નિમંત્રણ મળ્યું. હું સમારંભની અને આપની પ્રવૃતિઓની હરેક રીતે સફળતા ઇચ્છું છું.

આપનો સહૃદયી,

**એન. વી. ગાડગીલ**

* * *

**વી. એન. દેસાઇ,**

મુંબઇના મેયર

વહાલા સાહેબ,

આપના તા. ૨૭ એપ્રિલ ૧૯૬૦ ના પત્ર સાથે નખત્રાણા (કચ્છ) માં આપના સમાજે

ઉચ્ચ કેળવણી મેળવતા વિદ્યાર્થીઓ માટે નિર્માણ કરેલ છાત્રાલયના તા. ૧૧–૫–૬૦ ના ઉદ્‌ઘાટન સમારોહમાં ઉપસ્થિત થવાનું આમંત્રણ મોકલ્યું તે મળ્યું છે. મને એ અવસરે હાજર રહેવામાં અત્યંત આનંદ થાય એ ચોક્સ છે. પરંતુ હું દીલગીર છું કે મારાં અહીંનાં અન્ય રોકાણોને લીધે એ આનંદથી વંચિત રહેવું પડે છે. પરંતુ આ પત્ર દ્વારા આપના સમાજે જે ભવ્ય સિધ્ધિ હાંસલ કરી છે તે બદલ અભિનંદન આપું છું અને ઉત્સવ સર્વ રીતે સફળ થાય એવી શુભેચ્છા પાઠવું છું.

આપનો સહૃદયી,

**વી. એન. દેસાઇ**

મુંબઇના મેયર

* * *

**ગુલઝારીલાલ નંદા,**

મીનીસ્ટર, લેબર એન્ડ પ્લાનીંગ,

ભારત સરકાર, ન્યુ દિલ્હી.

સમાજ નખત્રાણામાં છાત્રાલય સ્થાપે છે જાણીને અત્યંત ખૂશી થયો. મારી સર્વે શુભેચ્છા.

**ગુલઝારીલાલ નંદા**

* * *

**બાબુભાઇ એમ. ચીનાઇ,**

પાર્લામેન્ટના સભ્ય.

મારા વહાલા શ્રી. પટેલ

હું આપની આ સંસ્થા તથા પાટીદાર જ્ઞાતિ પ્રત્યે શુભેચ્છા પાઠવું છું. આ સંસ્થા અને આપની જ્ઞાતિ દિનપ્રતિદિન શકિતશાળી બને એમ ઇચ્છતો આપનો.

**બાબુભાઈ ચીનાઇ**

* * *

**મનોહરભાઇ પટેલ**

ગોંદીયા.

સમારંભની સફળતા ઇચ્છું છું.

**મનોહરભાઇ પટેલ**

* * *

**ભાનુશંકર યાજ્ઞિક,**
મુંબઈ પ્રદેશ કોંગ્રેસ કમિટિના અધ્યક્ષ.

...હું આ પ્રસંગે કોમની પ્રગતિ ચાહું છું. અને દેશની અન્નની સમસ્યા હલ કરવામાં તેમનો પુરેપુરો સહકાર મળે તેવું ઇચ્છું છું.

આપનો વિશ્વાસુ,
**ભાનુશંકર યાજ્ઞિક**
અધ્યક્ષ

★ ★ ★

**પ્રતાપસિંહ કૈરો,**
મુખ્ય મંત્રી, પંજાબ રાજ્ય,
ચંડીગઢ.

આપ વિકાસ યોજનાઓનો લાભ લઇ આપની જ્ઞાતિને આર્થિક શૈક્ષણિક ક્ષેત્રોમાં ઉન્નત કરવા માટે જે સક્રિય પ્રયત્ન કરી રહ્યા છો તે જાણીને મને અત્યંત આનંદ થયો છે.

પાટીદાર બોર્ડિંગની સ્થાપના કરીને આપ બીજા લોકોની સામે એક આદર્શરૂપ બન્યા છો. આપના પ્રયત્નોની સફળતા માટે મારી શુભ કામના વ્યકત કરૂં છું.

**પ્રતાપસિંહ કૈરો.**

★ ★ ★

**જગજીવનરામ,**
રેલ મંત્રી, ભારત સરકાર,
ન્યુ દિલ્હી.

પાટીદાર બોર્ડિંગનું ઉદ્‌ઘાટન તા. ૧૨–૫–૬૦ ના રોજે છે તે જાણી અત્યંત ખૂશી થઇ. આ અવસરે મારી શુભકામના પાઠવું છું.

**જગજીવનરામ.**

★ ★ ★

**સ. લ. સિલમ,**
અધ્યક્ષ, મહારાષ્ટ્ર વિધાન સભા,
કૌંસિલ હોલ, મુંબઇ–૧.

મને એ જાણીને અત્યંત આનંદ થયો કે પાટીદાર બોર્ડિંગ નામના ભવનનું નિર્માણ

કરવામાં આવ્યું છે. અને તેનું ઉદ્‌ઘાટન તા. ૧૧–૫–૬૦ નું થશે.

આ અવસરે હું હાજર નહીં રહી શકું તે માટે મને ખેદ છે.

મારી શુભ કામના છે કે આપનો આ સમારોહ દરેક પ્રકારે સફળ બનો.

ભવદિય,

**સ. લ. સિલમ.**

* * *

**બા. વિ. કેસકર,**

માહિતિ અને બ્રોડકાસ્ટિંગના મંત્રી, ભારત,

ન્યુ દિલ્હી

પ્રિય મહોદય,

......મને બહુજ ખુશી થઇ કે આપ અઢી લાખ રૂપીયાની લાગતથી એક બોર્ડિંગ બનાવી રહ્યા છો, આપનું કામ બહુજ સારૂં અને સમાજસેવાને યોગ્ય છે. હું તેની સફળતા ચાહું છું.

આપનો,

**બા. વિ.કેસકર**

* * *

**હિતેન્દ્ર દેસાઇ,**

કાયદો, શિક્ષણ અને કૃષિ મંત્રી,

ગુજરાત રાજ્ય, અમદાવાદ

ભાઇશ્રી,

પાટીદાર વિદ્યાર્થી ભવનનું ઉદ્‌ઘાટન તેમજ અખિલ કચ્છ કડવા પાટીદાર પરિષદનું આમંત્રણ મળ્યું, તે માટે આભારી છું.

બંને સમારંભોની સફળતા ઇચ્છું છું.

**હિતેન્દ્ર દેસાઈ**

* * *

**માલદેવજી ઓડેદરા,**

નાયબ મંત્રી, નાણાં ખાતું,

ગુજરાત રાજ્ય, અમદાવાદ

પાટીદાર વિદ્યાર્થી ભવનના ઉદ્‌ઘાટન વિધિના શુભ પ્રસંગે મારી શુભેચ્છાઓ

પાઠવું છું.

અનિવાર્ય સંજોગોને લીધે મારાથી હાજર રહી શકાય એમ નથી તે માટે દરગુજર કરશોજી.

આપનો,
**માલદેવજી ઓડેદરા**

* * *

**બાબુભાઇ પટેલ,**
સરદાર વલ્લભભાઇ વિદ્યાપીઠ,
વલ્લભ વિદ્યાનગર.

તા. ૧૧ મીએ ખૂલ્લું મુકવામાં આવનાર "પાટીદાર વિદ્યાર્થીભવન"ના સમારંભ અંગેનું નિમંત્રણ મને આજે મળ્યું છે. તે માટે આભારી છું.

આશા છે કે વિદ્યાર્થીભવન સૌ જરૂરિયાતવાળાઓને માટે ખુલ્લું રહેશે. અને સાધન વિનાના અનેક માણસો માટે આશિર્વાદરૂપ રહેશે.

લી.
**બાબુભાઈ જ. પટેલના વ. મા.**

* * *

**અકબરઅલી જસદણવાલા,**
નાયબ મંત્રી : જમીન, રહેઠાણ અને મત્સ્યોદ્યોગ,
ગુજરાત રાજ્ય, અમદાવાદ.

પાટીદાર બોર્ડીંગના ઉદ્‌ઘાટન પ્રસંગે આવવાનું આપનું આમંત્રણ મળ્યું તે માટે આભાર, અન્ય કામકાજમાં હું પ્રવૃત હોવાથી આ પ્રસંગે હાજરી આપી શકીશ નહીં પરંતુ તમો ભાઇઓના આ કાર્યની સફળતા ચાહું છું.

શિક્ષણ અને વ્યાપક સારૂં શિક્ષણ એ આપણા દેશની મૂળભૂત જરૂરીયાત છે. તમો ભાઇઓ આ દિશામાં જે પ્રયત્ન કરો છો તેનાં મીઠાં ફળ જરૂર મળશે.

લી. આપનો વિશ્વાસુ,
**અકબરઅલી જસદણવાળા**

**કે. સી. રેડ્ડી,**
રહેઠાણ અને પુરવઠા મંત્રી,
ભારત ન્યુ દિલ્હી.

પ્રિય,

પાટીદાર બોર્ડિંગના ઉદ્‌ઘાટન સમારોહમાં ભાગ લેવા માટેનું આપનું આમંત્રણ મળ્યું તે માટે અનેક ધન્યવાદ.

આ બોર્ડિંગનું નિર્માણ કરીને આપે નિઃશંક જ્ઞાતિસેવા અને દેશસેવાનું કામ કર્યું છે, આ ઉદ્‌ઘાટનના શુભ અવસરે મારી હાર્દિક મંગળ કામનાઓ સ્વીકારશો.

ભવદીય.
**કે. સી. રેડ્ડી**

* * *

**હ. વિ. પાટસકર,**
રાજ્યપાલ : મધ્ય પ્રદેશ,
રાજભવન, પંચમઢી.

મને એ જાણીને અત્યંત ખુશી થઈ છે કે શ્રી અખિલ કચ્છ કડવા પાટીદાર સમાજે (નખત્રાણા, કચ્છ) પોતાની ભાવી પેઢીની સગવડતા ખાતર પાટીદારભવન નામના છાત્રાલયના મકાનનું નિર્માણ કર્યું છે જેનું ઉદ્‌ઘાટન તા. ૧૧ મી મેના રોજે થવાનું છે.

સ્વતંત્ર ભારતમાં દરેક જ્ઞાતિને પોતાની સર્વાંગિક ઉન્નતિ કરવાનો પૂર્ણ હક્ક પ્રાપ્ત થયો છે, એ દૃષ્ટીથી અખિલ કચ્છ કડવા પાટીદાર સમાજે પોતાની સામાજિક ઉન્નતિ માટે આજે પગલું લીધું છે તે પ્રસંશનિય છે અને હું આશા રાખું છું કે પાટીદાર સમાજના વિદ્યાર્થીઓ આ છાત્રાલયનો અવશ્ય લાભ લેશે.

છાત્રાલય યશસ્વી બને એમ હું ઇચ્છું છું,

**હ. વિ. પાટસકર,**
રાજ્યપાલ, મધ્ય પ્રદેશ.

* * *

ગૃહ મંત્રી,
ભારત સરકાર
ન્યુ દિલ્હી

માનનિય પંતજીને એ જાણીને હર્ષ થયો કે પાટીદાર બોર્ડિંગનો ઉદ્‌ઘાટન સમારોહ

તા ૧૧ મી મે ૧૯૬૦ ના રોજે થવાનું નક્કી થયું છે.

આ સુઅવસરે શ્રી પંતજી શ્રધ્ધાપૂર્વક પોતાની શુભ કામનાઓ પાઠવે છે.

આપનો,
**પરમાનંદ**
નિજી સચિવ, ગૃહમંત્રી

* * *

**ગુલાબશંકર અ. ધોળકીયા,**
ભુજ કચ્છ

નખત્રાણા મુકામે તા. ૧૧-૫-૬૦ ના પાટીદાર બોર્ડિંગના ભવ્ય મકાનનો ઉદ્‌ઘાટન સમારંભ યોજવામાં આવ્યો છે; તે શુભ પ્રસંગે હાજર રહેવા માટે આપના આમંત્રણ બદલ હું આપનો ખૂબજ આભારી છું.

કડવા પાટીદાર સમાજ પ્રજા જીવનમાં ખૂબ જ અગત્યનું સ્થાન ધરાવે છે અને જનતાના જીવનને આધાર-રૂપ ખેતીના વ્યવસાયમાં આ સમાજનું સ્થાન ખૂબજ ઉંચું છે. આ ઉપરાંત અન્ય ઉદ્યોગોમાં પણ પાટીદાર ભાઇઓએ દેશના જુદા જુદા ભાગોમાં સારૂં સ્થાન પ્રાપ્ત કર્યું છે. હવે કચ્છમાં સંસ્કૃતિ અને શિક્ષણના ક્ષેત્રમાં પણ આગળ વધવા માટે આ પાટીદાર બોર્ડિંગનું નિર્માણ ખૂબજ ઉપયોગી ભાગ ભજવશે એમાં શંકા નથી, જે ઉત્સાહ અને ઉદારતાથી આ યોજના કરવામાં આવી છે એ ખૂબજ વખાણને પાત્ર છે. હું હાજર રહી શકતો નથી તે માટે ક્ષમા ચાહું છું. અને આ સમારંભને સફળતા ઇચ્છું છું, તથા પાટીદાર સમાજની ઉત્તરોત્તર ઉન્નતિ ચાહું છું.

લી. આપનો સ્નેહાધિન,
**ગુલાબશંકર અ. ધોળકીયાના વંદેમાતરમ્**

* * *

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ (દિલ્હી)
ન્યુ દિલ્હી.

ઘણા વર્ષોથી આપણે જે સ્વપ્નો સેવી રહ્યા હતા તે આજે સત્ય બને છે. આ કાર્ય માટે જે સમાજસેવકોએ તન, મન અને ધનનો ભોગ આપ્યો છે તેઓ સૌના અમે અત્યંત આભારી છીએ.

પાટીદાર ભવનના ઉદ્‌ઘાટન સમારોહના માંગલિક પ્રસંગે અમારી હાર્દિક શુભેચ્છાઓ

પાઠવીએ છીએ.

લી. શ્રી દિલ્હી પાટીદાર સમાજ

* * *

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ,
જબલપુર.

આપણા જ્ઞાતિ બંધુઓના અભૂતપૂર્વ ઉત્સાહ અને શ્રમના પ્રતિક રૂપ બનેલ શ્રી પાટીદાર વિદ્યાર્થીભવનના ઉદ્‌ઘાટન સમારોહ પર એકત્રિત થયેલા આપણે સૌ પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરીએ કે સામે મૂર્તિ સ્વરૂપ બનેલા પ્રાસાદનો યોગ્ય લાભ ઉઠાવવાની શકિત અર્પે.

આપણી અખિલ કચ્છ કડવા પાટીદાર પરિષદમાં સામાજિક ઉન્નતિ અર્થે આપણા વિદ્વાન નેતાઓના સુવિચારોના આદાન પ્રદાન દ્વારા બનતું બંધારણ ઉગતી પ્રજાને ફળદાયી થાય એવી આશા રાખીએ.

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ (જબલપુર વતી)
**રામજી શામજી**
ઉપપ્રમુખ

* * *

શ્રી કચ્છ પાટીદાર સમાજ (નાશિક)
નાશિક.

આવા મહાન કાર્યમાં આપણી જ્ઞાતિના આગેવાન ભાઇઓ કે જેઓ બબ્બે ચાર ચાર માસ અગાઉથી રાત અને દિવસ ન જોતાં પોતાનાં તન, મન, ધન અને અમૂલ્ય સમયનો ભોગ આપી રહ્યા છે. તેઓ સૌનો અહીંનો સમાજ અંતઃકરણ પૂર્વક આભાર માને છે.

ઇશ્વર પાસે અમારી એજ યાચના છે કે આપણા અખિલ કચ્છ કડવા પાટીદાર સમાજની પરિષદનું તથા ઉદ્‌ઘાટનનું કાર્ય સફળતા પૂર્વક પાર ઉતરો.

લી. આપનો,
**હંસરાજ રતનશી**
શ્રી નાશિક પાટીદાર સમાજ વતી,

## આમંત્રિત સજ્જનોને વિદાય




શ્રી નારાયણબાપા, શ્રી નથુભાઇ નાનજી તથા શ્રી બાબુભાઇ કારીઆ મહેમાનોને વિદાય આપી રહ્યા છે.

આ ઉપરાંત નીચે જણાવેલ મહાનુભાવોના ટેલીગ્રામ દ્વારા આ પ્રસંગની સફળતા ઇચ્છતા શુભ સંદેશા આવ્યા હતા.

ડૉ. હરીભાઇ નારાયણ–માધાપુર,
શ્રી પ્રેમજી એન્ડ ભીમજી કું.–કલકત્તા,
શ્રી લાલજી રાજા–લાકડીયા,
શ્રી ચોપરા એન્ડ કું.–કલકત્તા,
શ્રી શીવલાલ અમરસી-ભૂજ,
શ્રી વેલજી દેવશી ભગત–જબલપુર,
શ્રી આશાપુરી સૉ મીલ–મદ્રાસ,
શ્રી ભગવાન સૉ મીલ–દાવનગીરી,
શ્રી કુંવરજીભાઇ સોની–ભૂજ,
શ્રી લોખંડવાળા-માંડવી,
શ્રી પટેલ એન્ડ કું.–કલકત્તા.
શ્રી વાઘજી વેલજી રામાની–ભૂજ,
શ્રી દેવજી રતનશી જે. પી. M. L. C.–મુંબઇ,
શ્રી પટેલ વાલજી નાનજી–જબલપુર
શ્રી પ્રભુરામ પ્રભાકર–મુંબઇ,
શ્રી અખઇભાઇ પટેલ–મદ્રાસ,
શ્રી ગીતા સૉ મીલ–મુંબઇ,
શ્રી નાકરાણી સૉ મીલ–જબલપુર,
શાહ સોભાગચંદ નેણસી,–કલકત્તા,
શ્રી આર. એસ. પંડીત, એડવોકેટ–નાગપુર,
શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ–મદ્રાસ,
શ્રી ઓરિએન્ટલ પ્રીન્ટીંગ પ્રેસ-ભૂજ,
શ્રી મનસુખ જાધવી-ભૂજ,
શ્રી મગનલાલ પટેલ, M. L. A.–કડી,
શ્રી હીરાલાલ વિશ્રામ પટેલ–શીમોગા,
શ્રી પ્રેમજીભાઇ પટેલ–અમદાવાદ,
શ્રી રામજી રાઘવજી, એડવોકેટ–ભૂજ,

આ ઉપરાંત પત્રો દ્વારા શુભકામનાઓ વ્યકત કરતા શુભ સંદેશાઓ નીચે જણાવેલા મહાનુભાવો તરફથી મળ્યા હતા.

શ્રી શીવદાસ ચાંપશી ઠક્કર–મુંબઇ,
શ્રી ઉમાવિજય સો મીલ–ખમામમેટ,
શ્રી શાન્તી સો મીલ–કલકત્તા,
શ્રી ગવર્નર ઓરિસ્સા રાજ્ય–કટક,
મહારાજ કુમાર શ્રી હિંમતસિંહજી,
કચ્છ રજપુત સભાના પ્રમુખ-ભૂજ,
પુર્નવસવાટ મંત્રી, ભારત સરકાર–ન્યુ દિલ્હી,
શ્રી કરમરકર, સ્વાસ્થ્ય મંત્રી–ન્યુ દિલ્હી,
શ્રી બાબુભાઇ પટેલ, ખેતીવાડી અને વનવિભાગના નાયબમંત્રી, ગુ. રાજ્ય, અમદાવાદ.
શ્રી ગજાનંદ બી. જોશી, એડવોકેટ–રાજકોટ,
શ્રી ત્રિભોવનદાસ–આણંદ,
શ્રી છોટાલાલ નારણદાસ પટેલ, M. L. A. અમદાવાદ,
શ્રી કે, આર. વેલાણી એડવોકેટ–મુંબઇ,
પટેલ ઝવેરભાઇ નાથાભાઇ-ભૂજ,
ઠક્કર લાલજી વસનજી–ધ્રડાણી,
શ્રી કા. બ. વ્યાસ, મામલતદાર, નખત્રાણા,
શ્રી ચત્રભુજ લ. ઠક્કર–કોટડા,
પૂજ્ય શ્રી પુનિત મહારાજ–અમદાવાદ,
આરોગ્ય અને જેલમંત્રી, ગુજરાત રાજ્ય, અમદાવાદ,
શ્રી મનુબેન ગાંધી–મહુવા,
શ્રી કલ્યાણજી બી, મહેતા, કસ્તુરબા સેવાશ્રમ, સુરત,
શ્રી મેંહદી નવાબ જંગ, ગુજરાત રાજ્યના ગવર્નર–અમદાવાદ,
શ્રી પટેલ સીમેન્ટ કોંક્રિટ વર્કસ–પૂના,
શ્રી મગનલાભ ભીખાભાઇ પટેલ, M. L. C. અમદાવાદ,

ડૉ. મોતીભાઇ પટેલ M. L. C.–અમદાવાદ,
શ્રી પોપટલાલ જી. પટેલ, M. L. A.–
અમદાવાદ
શ્રી નગીનદાસ વાડીલાલ ગાંધી,
એડવોકેટ, M. L. A.–કપડવંજ,
શ્રી કે. કે. ભુડીયા–કેરા;

શ્રી ભગવાનજીભાઈ પટેલ, M. L. A.
છાડવાવદર,

શ્રી પ્રેમજી રાઘવજી ઠક્કર, એડવોકેટ–ભૂજ,
શ્રી ડાયાભાઈ સુતરીયા, ગુજરાતી
સમાજના પ્રમુખ–નાગપુર,
શ્રી પી. એલ. ઠાકોર એન્ડ કું.–કલકત્તા,

પટેલ ઝીણા લખમણ, કચ્છ લેવા પટેલ સમાજના
સેક્રેટરી–માધાપુર,
શ્રી નટવરલાલ એમ. બુચ–અંજાર

★

# શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ

## બંધારણ અને ધારા ધોરણો

### ૧. નામ

આ સમાજનું નામ "શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ" રહેશે.

### ૨. સમાજનું મુખ્ય કાર્યાલય

સમાજનું મુખ્ય કાર્યાલય નખત્રાણા "પાટીદાર વિદ્યાર્થી ભવન"માં રહેશે.

### ૩. સમાજનું હિસાબી વર્ષ

સમાજનું હિસાબી વર્ષ તા. ૧ લી એપ્રિલથી તા. ૩૧મી માર્ચ સુધીનું રહેશે.

### ૪. ઉદ્દેશ અને હેતુ

આ સમાજનો મુખ્ય ઉદ્દેશ કચ્છ અને કચ્છ બહાર કોઇ પણ ભાગમાં વસતા કચ્છી કડવા પાટીદાર ભાઇ બહેનો વચ્ચે પરસ્પર સ્નેહ અને સંગઠ્ઠન વધે તેમજ સામાજિક રીત રિવાજોમાં સુધારા વધારા કરી એક બીજાને વધારેમાં વધારે ઉપયોગી થઇ શકાય તેવા હરેક પ્રકારના પ્રયાસો કરવા તથા ગરીબ ભાઇ બહેનોને યોગ્ય સહાયતા મળે તેમજ જ્ઞાતિના ભાઇ બહેનોમાં સહકાર અને ઐકયની ભાવના કેળવાય અને સંગઠ્ઠન સધાય તથા કેળવણીનો ફેલાવો થાય તેવાં જ્ઞાતિહિતનાં દરેક પ્રકારનાં કાર્યો કરવાનો છે.

### ૫. પ્રવૃતિઓ

(૧) જ્ઞાતિનાં બાળકોને કેળવણી માટે સગવડતા અને પ્રોત્સાહન મળે તે માટે વિદ્યાર્થી બોર્ડિંગો, સ્કૂલો અને કોલેજો પણ સ્થાપવી, અને ચાલુ સંસ્થાઓનો વહિવટ કરવો, તથા વિદ્યાર્થીઓને હરેક પ્રકારની સહાયતા કરવી.

(૨) જ્ઞાતિ ભાઇ બહેનોના હિતાર્થે અને એમનામાં ઐક્ય અને સંગઠ્ઠન વધે તે ઉદ્દેશ માટે સ્નેહ સંમેલનો, અને પરિષદો યોજવાં તેમજ વિદ્વાન અને આગેવાન વ્યક્તિઓના સામાજિક તેમજ ધાર્મિક વ્યાખ્યાનો યોજવાં અને એવી અન્ય પ્રવૃતિઓમાં સહકાર આપવો.

(૩) જ્ઞાતિની આર્થિક તથા સામાજીક પ્રગતિ થાય તેવા ઉપાયો યોજવા.

(૪) સમાજની સ્થાવર તથા જંગમ મિલ્કતોનો વહિવટ કરવા તથા એવી મિલ્કતોનો વહિવટ કરવા તથા એવી મિલ્કતો વધે તેવા પ્રયાસો કરવા.

(૫) ટુંકમાં જ્ઞાતિહિતનાં સઘળા પ્રકારનાં કાર્યો કરવાં.

## ૬. સભ્યપદ

अ. કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિની ૧૮ વર્ષથી ઉપરની ઉંમરની કોઇ પણ વ્યક્તિ ગમે ત્યાં રહેતી હોય તો પણ આ સંસ્થાના **સભ્ય** બની શકશે.

ब. દરેક સભ્યે વાર્ષિક લવાજમ રૂપીયા ૧૨) બાર આપવાના રહેશે. પરંતુ કોઇ પણ વ્યકિત રૂપીયા ૨૫૧ બસો એકાવન કે તેથી વધારે રકમ આપવાથી આ સમાજના તે **આજીવન સભ્ય** બની શકશે,

क. જો કોઇ ખેડુત ભાઇ દર વર્ષે એક મણ અનાજ (ઘઉં, બાજરો કે મગ) આપશે તો તે **સહાયક સભ્ય** ગણાશે.

ड. **સ્થાપક સભ્યો:** એટલે આ સમાજના અત્યાર સુધીના ભરાયલા ફંડમાં જે જે વ્યતિઓએ તથા પેઢીઓએ અને સંસ્થાઓએ–જેમના પ્રમાણિક પ્રતિનિધીની યાદી ફાળામાં છે–નાણું આપ્યા હશે તે તમામ વ્યકિતઓ પહેલા વર્ષ માટે આ સમાજના સભ્ય ગણાશે.

ई. દરેક પ્રકારના સભ્યોના હકક સમાન રહેશે,

## ૭. મતાધિકાર

(૧) દરેક પ્રકારના સભ્યને મતાધિકારનો હકક સમાન રહેશે.

(૨) સામાન્ય અથવા બીજી ખાસ સભાઓમાં હાજર રહેલ સભાસદ મતદાન કરી શકશે.

(૩) સમાજના સભ્યોને સંયુકત રીતે સમાજની વ્યવસ્થા અને વહિવટ કરવા માટે કોઇ પણ જાતના નિર્ણયો લેવાનો અબાધિત અધિકાર રહેશે.

(૪) સમાજની માલ મિલ્કતની વ્યવસ્થા કરવા માટે સમાજના સભ્યો ટ્રસ્ટીઓ નીમી શકશે.

હિસાબોમાં મગ્ન શ્રી ભીમજીબાપા



કાર્યાલયમાં



પ્રમુખશ્રીની પ્રેરકવાણી ઝીલતો પ્રેક્ષક સમુદાય

(૫) સમાજનો રોજબરોજનો વહિવટ કરવા માટે કારોબારી મંડળની રચના કરી શકશે.

(૬) સમાજનો હિસાબ તપાસવા ઓડિટરો નિયુકત કરશે.

## ૮. ચૂંટણી અને અધિકાર

अ. સામાન્ય સભા સમાજની મિલ્કતોનો વહિવટ કરવા માટે પાંચ ટ્રસ્ટીઓની ચૂંટણી કરશે. આ ટ્રસ્ટીઓની ચૂંટણી થયાની તારીખથી ૭ વર્ષ સુધી એ ટ્રસ્ટીઓ ચાલુ રહેશે. પરંતુ ૭ વર્ષની મુદત પુરી થયા છતાં પણ સમાજ જ્યાં સુધી બીજા નવા ટ્રસ્ટીઓ ન ચૂંટે ત્યાં સુધી અગાઉ ચૂંટાયલા ટ્રસ્ટીઓ ચાલુ રહેશે.

ब. સામાન્ય સભા એક પ્રમુખ અને કારોબારીના ૨૪ ચોવીસ સભ્યો ત્રણ વર્ષ માટે ચૂંટશે.

क. આ બંધારણમાં કોઈ પણ જાતના ફેરફાર કરવાનો સામાન્ય સભાને હકક રહેશે, પરંતુ એવા ફેરફાર કરવા માટે બોલાવાયલી સભામાં અમલી થવા માટે, સભામાં હાજર રહેલા સભ્યોમાંથી ઓછામાં ઓછા ૨/૩ ભાગના સભ્યોની સંમતિની જરૂર રહેશે.

ड. આ સિવાય સામાન્ય સભાના બીજા બધા નિર્ણયો સાદી બહુમતીથી લેવાશે.

## ૯. કારોબારી મંડળની ફરજો અને અધિકાર

(૧) યોગ્ય રીતે ચૂંટાયલા પ્રમુખ અને કારોબારીના ચૂંટાયલા સભ્યોની પહેલી સભામાં કારોબારીના સભ્યોમાંથી બે ઉપપ્રમુખો, એક મંત્રી, બે સહમંત્રીઓ અને એક ખજાનચી ચૂંટાશે. ત્યાર બાદ કારોબારી મંડળને યોગ્ય લાગે તેવા દસથી વધુ નહિ એટલા સભ્યોને કારોબારીના સભ્યપદ માટે કો-ઓપ્ટ કરી શકશે.

(૨) પ્રમુખ સિવાય કોઇ પણ કારોબારીના સભ્યની અથવા હોદ્દેદારોની જગ્યા, મરણથી કે રાજીનામાથી અગર બીજા કોઇ કારણોસર ખાલી પડે તો તે જગ્યા પુરવાનો કારોબારી મંડળને હકક રહેશે.

(૩) કારોબારી મંડળનું કોરમ ૭ સાત સભ્યોનું રહેશે. પરંતુ કોઈ સભા કોરમના અભાવે મુલ્તવી રહેશે તો બીજી સભામાં કોરમની જરૂરત રહેશે નહીં.

(૪) કોરમના અભાવે મુલ્તવી રહેલી સભા અસલ સભાના સમયથી બે કલાક બાદ અને સાત દિવસની અંદર ફરીને મળી શકસે. આવી સભામાં કોરમની જરૂર રહેશે નહીં. પરંતુ આવી સભામાં, મૂળ સભા બોલાવવાના કાર્યક્રમ

સિવાય બીજા કોઇ કાર્યક્રમની ચર્ચા કરી શકશે નહીં.

(૫) કારોબારીની સભા દર છ મહીને બોલાવવી, અને આવી સભા બોલાવવાની કાર્યવાહીના ખબર સભાની તારીખથી ઓછામાં ઓછા ૧૫ પંદર દિવસ અગાઉ આપવા. પરંતુ કોઇ અગત્યના કારણસર તાકીદની સભા મંત્રીઓ ઓછામાં ઓછા ત્રણ દિવસ અગાઉ ખબર આપી બોલાવી શકશે.

(૬) કારોબારીની એક સભા મળી ગયા પછી જો સાત મહીના સુધી બીજી સભા મંત્રીઓ તરફથી ન બોલાવવામાં આવે તો, કારોબારીના કોઇ પણ ત્રણ સભ્યો, મંત્રીઓ અથવા પ્રમુખને કારોબારી મંડળની સભા તાત્કાલિક બોલાવવા વિનંતિ કરી શકશે, આવી વિનંતિ કર્યા છતાં પણ જો કારોબારીની સભા બોલાવવાની નોટિસ એક અઠવાડિયાં સુધીમાં ન મોકલાવાય તો કારોબારીના ગમે તે ત્રણ સભ્યો પોતાની સહીથી નિયમો અનુસાર કારોબારીની સભા બોલાવી શકશે.

(૭) કારોબારી પોતાની ફરજો અદા કરવા માટે અને ખાસ કરીને નખત્રાણા બોર્ડીંગની રોજબરોજની વ્યવસ્થા બજાવવા માટે તથા ભૂજ અને માંડવી ખાતેની સમાજની વાડીઓની વ્યવસ્થા કરવા માટે એક એક, કારોબારીને યોગ્ય લાગે તેટલા સભ્યોની અને તેવી રીતે પેટા સમિતિની નિમણૂક કરશે, આ ઉપરાંત બીજા કોઇ ખાસ અગત્યનાં કાર્યો માટે યોગ્ય લાગે તો પેટા સમિતિની નિમણૂક કરી શકશે, પરંતુ પેટા સમિતિના સભ્યો, સમાજના સામાન્ય સભ્ય હોવા જ જોઇએ.

(૮) આવી કોઇ પણ પેટા સમિતિને આ બંધારણના નિયમોને આધિન રહી પોતાની કાર્યવાહી અને તેને લગતા નિયમો ઘડવાની સત્તા રહેશે. પરંતુ કોઇ પણ ઘડેલા નિયમો માટે કારોબારીની મંજુરી લેવાની રહેશે.

(૯) આ ઉપરાંત બીજાં કોઇ પણ કાર્યો કે જેમાં સામાન્ય સભાની મંજુરીની જરૂરીયાત ન જણાતી હોય તેવી બધી પ્રવૃતિઓ આ બંધારણના નિયમોને આધિન રહીને કારોબારી સમિતિ કરી શકશે, અને જરૂર જણાય તો કારોબારી આવી બાબતોમાં પેટા નિયમો ઘડી શકશે.

(૧૦) હિસાબી વર્ષ પૂરૂં થયે તે વર્ષનો ઓડિટ થયેલો અહેવાલ (સરવૈયું અને આવક જાવકનો હિસાબ) માસ ચારની અંદર કારોબારીની દરેક સભ્યોને પહોંચાડવાની જવાબદારી રહેશે.

(૧૧) જ્યાં સુધી નવી કારોબારી ન ચૂંટાય ત્યાં સુધી અગાઉની કારોબારી ચાલુ રહેશે.

(૧૨) કારોબારી મંડળ કોઈ પણ બેન્ક કે બેન્કોમાં સમાજના

નામે ખાતું ખોલાવી શકશે અને તે ખાતાની વ્યવસ્થા માટે ચાલુ પ્રમુખ, બે ઉપપ્રમુખ, એક મંત્રી અને એક ખજાનચી એમ પાંચ નામો આપશે, પરંતુ ઉપરના પાંચ નામવાળા હોદ્દેદારોમાંથી કોઇ પણ બે વ્યક્તિની સહીથી તે વહિવટ કરી શકશે.

(૧૩) કારોબારી મંડળ રૂા. ૫૦૦૦) પાંચ હજાર ઉપરાંતની રકમનો ખર્ચ કરવાનો સવાલ ઉભો થાય તેવી કોઇ પણ પ્રવૃતિ સમાજની સામાન્ય સભાની મંજુરી લીધા વગર કરી શકશે નહીં.

(૧૪) કારોબારીના નિર્ણયો સાદી બહુમતીથી લેવામાં આવશે.

## ૧૦. પ્રમુખની સત્તા અને ફરજો

(૧) ઉપર મુજબ ચૂંટાયલા પ્રમુખ સામાન્ય સભા, કારોબારીની અગર બીજી કોઇ પણ સભામાં પ્રમુખસ્થાન લેશે. અને સભાનું સંચાલન કરશે. પરંતુ પ્રમુખની ગેર હાજરીમાં હાજર રહેલા ઉપપ્રમુખોમાંથી કોઇ પણ એક સભાનું પ્રમુખસ્થાન લેશે. અને જો બંને ઉપપ્રમુખો પણ ગેરહાજર હોય તો સભા નક્કી કરે તે વ્યકિત પ્રમુખસ્થાન લેશે. આ વ્યકિત તેવી સભા પુરતા પ્રમુખના બધા અધિકારો ભોગવશે.

(૨) કોઇ પણ સભામાં મતદાન વખતે પ્રમુખ પોતાના સભ્ય તરીકેના મતનો ઉપયોગ કરી શકશે, પરંતુ જો સરખી સંખ્યામાં મતો પડે તો, તે વખતે પ્રમુખને વધારાનો મત (કૅાસ્ટીંગ વોટ) આપવાનો અધિકાર રહેશે.

(૩) કોઇ પણ પ્રકારની સભા બોલાવવાનો બંધારણના નિયમોને આધિન રહીને પ્રમુખને અધિકાર રહેશે.

(૪) પ્રમુખ, ચૂંટણી થયાં પછી બીજા પ્રમુખ ચૂંટાઇને પોતાનો હોદ્દો ન સંભાળે ત્યાં સુધી પ્રમુખ તરીકે ચાલુ રહેશે.

## ૧૧. મંત્રીઓની સત્તા અને ફરજો

(૧) મંત્રીઓ હરેક પ્રકારની સભાઓ બોલાવશે અને સભાઓનું સ્થાન અને સમય પ્રમુખશ્રીની મંજુરીથી નક્કી કરશે, તેમજ સભાઓની કાર્યવાહીની નોંધ રાખશે અને પસાર થએલ ઠરાવોનો અમલ કરાવવાની વ્યવસ્થા કરશે.

(૨) સમાજની જુદી જુદી પ્રવૃતિઓ તથા કર્મચારીઓ ઉપર નિયંત્રણ રાખશે, દોરવણી આપશે અને યોગ્ય લાગે તે રીતે બીજી કાર્યવાહી કરશે.

(૩) સભાસદોની યાદી રાખશે અને લવાજમની વસુલાત કરશે.

(૪) કાર્યવાહીની મિનિટ બુક રાખશે અને તમામ દફ્તર સાચવશે.

(૫) જરૂરી પ્રસંગે રૂા. ૫૦૦) પાંચસો સુધી પોતાની મુખત્યારીથી ખર્ચ કરવાની સત્તા રહેશે, પરંતુ તેવા ખર્ચની મંજુરી ત્યાર પછીની મળનારી કારોબારીની પહેલી સભામાં મંજુર કરાવવાની રહેશે.

(૬) વહીવટની દ્રષ્ટીએ અને અધિકારની રૂએ સહમંત્રીઓ મંત્રીને આધિન રહીને કાર્યો કરશે.

## ૧૨. ખજાનચોની સત્તા અને ફરજો

(૧) ખજાનચીના હાથમાં આવેલી રોકડ રકમો ખજાનચી તાત્કાલીક જરૂર ન હોય તો તેવી બધી રકમો બેન્કમાં સમાજના ખાતામાં ભરી દેશે.

(૨) ખજાનચી આવક જાવકનો હિસાબ રાખશે. તથા ખર્ચના વાઉચરો તથા બીજા ચે.પડા વિગેરે રેકર્ડ બરાબર રાખશે.

(૩) વર્ષની શરૂઆતમાં આવક અને ખર્ચનો અંદાજ તૈયાર કરી કારોબારી સમક્ષ મંજુરી માટે રજુ કરશે.

(૪) મંત્રીઓની સંમતિથી નાણાં પગાર કરશે.

## ૧૩. ટ્રસ્ટીઓની સત્તા અને ફરજો.

ટ્રસ્ટીઓને સોંપવામાં આવેલી તમામ મિલ્કતોનો તથા હવે પછી સોંપાનારી મિલ્કતનો વહીવટ આ બંધારણના નિયમોને આધિન રહીને અને બીજા તત્સમય પુરતા કાયદાઓને આધિન રહીને ટ્રસ્ટીઓ વહીવટ કરશે.

## ૧૪. સભાઓ

### (૧) સાધારણ સભા

દર ત્રણ વર્ષે સમાજની ઓછામાં ઓછી એક સામાન્ય સભા મળશે.

### (૨) કારોબારી સભા

દર છ મહીને એક કારોબારી મંડળની સભા મળશે.

### (૩) ખાસ સભા

ખાસ કારણસર કાર્યવાહક મંડળને જરૂર જણાય અથવા ૨૫) સભ્યોની સહી

સાથેની લેખિત માગણીથી સભા બોલાવવામાં આવશે તેને ખાસ સભા કહેવામાં આવશે.

**(૪) અસાધારણ સામાન્ય સભા**

સંસ્થાના નિયમોમાં ફેરફાર કરવા માટે બોલાવવામાં આવેલી સભાને અસાધારણ સામાન્ય સભા કહેવામાં આવશે.

**૧૫. સભાઓની કાર્યપધ્ધતિ**

अ. સામાન્ય સભામાં નીચેનાં કાર્યો થશે.

(૧) સંસ્થાનો વાર્ષિક અહેવાલ તથા ઓડિટ થયેલ હિસાબ મંજુર કરવા.

(૨) નવા વર્ષ માટે પ્રમુખ અને કાર્યવાહક મંડળના સભાસદો ચુંટવા.

(૩) ઓડિટરોની નિમણુક કરવા,

(૪) આગળના ત્રણ વર્ષનું અંદાજ પત્ર મંજુર કરવા.

ब. ખાસ સભા

(૧) કારણવશાત ખાસ સભાઓ તથા અસાધારણ સભાઓ બોલાવવાની સત્તા પ્રમુખ અને મંત્રીઓને છે. પરંતુ જો કોઇ પણ પચીસ સભ્યો ખાસ કારણસર સભા બોલાવવા માગતા હોય તો તે કારણ દર્શાવતી વિનંતિ સાથે લેખિત માગણી થયે મંત્રીઓ તેવી સભાઓ બોલાવશે.

(૨) જો મંત્રીઓ તેવી સભાની અરજી આવ્યા પછી પણ આઠ દિવસમાં લેખિત જાહેરાત ન કરે તો અરજી કરનારા (રેકવીઝીશન) સભ્યો પોતાની સહીથી તેવી સભા બંધારણને આધીન રહીને બોલાવી શકશે.

क. અસાધારણ સામાન્ય સભા.

બંધારણમાં ફેરફાર કરવા માટે મળેલી સભાને અસાધારણ સામાન્ય સભા કહેવાશે. આવી સભામાં બંધારણને આધિન રહીને બંધારણમાં ફેરફાર કરી શકાશે.

ड. કોઇપણ સામાન્ય સભા અગર ખાસ સભા બોલાવવા માટે ૨૧ દિવસની નોટિસની જરૂર રહેશે.

इ કોરમ :—
સાધારણ સભા, ખાસ સભા, અસાધારણ સામાન્ય સભા એમ દરેક સામાન્ય સભાનું કોરમ, રજીસ્ટરમાં નોંધયલા સભ્યોના ૧/૧૦ ભાગનું રહેશે.

ફ. સામાન્ય સભા, ખાસ સભા અને કારોબારીની સભા માટે સરક્યુલરદ્વારા નિર્ણયો લઇ શકાશે.

## ૧૬. ચઢેલું લવાજમ

બે વર્ષ સુધી જે સભ્યનું લવાજમ આવ્યું નહિ હોય તે સભ્યનું નામ બે વર્ષને અંતે કમી કરવામાં આવશે પરંતુ તેવો સભ્ય ગમે તે વર્ષમાં નવું લવાજમ તથા અગાઉના બે વર્ષનું ચઢેલું લવાજમ ભરી આપે તો સભ્ય તરીકે ચાલુ રહી શકશે.

## ૧૭. મિલ્કતોનો હક્ક

આ સંસ્થાનો ઉદ્દેશ કોઇ પણ જાતનો આર્થિક નફો કરવાનો નથી અને જો કોઇ પણ સંજોગોમાં સંસ્થા ચલાવવાનું શકય ન રહે તો આ સંસ્થાની અસ્કયામતો ઉપર એના સભાસદોનો કોઇ પણ હક્ક કે હિસ્સો રહેશે નહીં. પરંતુ એવા સંજોગોમાં આવા જ ઉદ્દેશો માટે કાર્ય કરતી અથવા એને લગતા ઉદ્દેશો માટે કાર્ય કરતી અથવા તો યોગ્ય સત્તાના માર્ગ સૂચન પ્રમાણે યોગ્ય સંસ્થાને આવી બધી અસ્કયામતો સોંપી દેવામાં આવશે.



# પરિષદ નો અહેવાલ

જેમ કોઇપણ રાષ્ટ્રનું રાજતંત્ર વ્યવસ્થિત ચલાવવા માટે બંધારણની ખાસ આવશ્યકતા રહે છે તે જ પ્રમાણે કોઇ પણ જ્ઞાતિ, જુથ કે સમાજના સભ્યોના અંદર અંદરના વહેવાર માટે ધારા ધોરણની જરૂરત રહે છે. બંધારણના અભાવે રાષ્ટ્ર અગર તો જ્ઞાતિ બન્નેમાં માત્ર અવ્યવસ્થા અને અંધાધુંધી જ ફેલાઇ રહે અને એ અંધાધુંધીમાંથી અરસપરસના ઝઘડા અને ઐક્યનો અભાવ પેદા થાય. આપણી જ્ઞાતિના ભાઇઓ જ્યારે માત્ર કચ્છમાં જ વસતા હતા અને ખેતી એ જ એમનો એકમાત્ર વ્યવસાય હતો ત્યારે ઘડવામાં આવેલા સમાજના ધારાધોરણો સમયના વહેણ સાથે દેખિતી રીતે જ અપૂરતાં જણાવા લાગ્યાં. ભારતના જુદા જુદા ભાગોમાં વસવાને લીધે અન્ય કોમો અને જુથોના સંપર્કમાં આવવાના લીધે આપણા જ્ઞાતિ ભાઇઓનું લક્ષ આપણા અપૂર્ણ ધારા-ધોરણો તરફ ખાસ કરીને ખેંચાયું.

સમાજના આગેવાનો છાત્રાલય અને સમાજની વાડીઓના ફાળા માટે જ્યારે ભારત ભરમાં ઘૂમી રહ્યા હતા ત્યારે આપણી જ્ઞાતિના ધારા-ધોરણોને જમાનાને અનુરૂપ બનાવવાનો સમય આવી પહોંચ્યો છે એવી જોરદાર માગણી ઊભી થઇ. એ તો દેખીતું જ છે કે જ્ઞાતિના ગમે ત્યાં વસતા કોઇપણ ભાઇઓને બંધન કર્તા હોય એવું જ્ઞાતિના ધારા-ધોરણોનું બંધારણ જ્ઞાતિના અધિકૃત પ્રતિનિધિઓ જ બનાવી શકે. આ વસ્તુને ધ્યાનમાં રાખી ઠેર ઠેરથી એક જ્ઞાતિ પરિષદ યોજવાની માગણી થવા લાગી.

સને ૧૯૬૦ના ફેબ્રુઆરીમાં જ્યારે નાગપુર ખાતે પાટીદાર-ભવનનું ઉદ્‌ઘાટન થયું તે સમયે દેશના જુદા જુદા ભાગોમાંથી પધારેલાં આગેવાનોએ સમસ્ત કચ્છ કડવા પાટીદાર પરિષદ સમાજના છાત્રાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે નખત્રાણા ખાતે બોલાવવવી, એવું નકકી કર્યું. આ નિર્ણય લેવાની પાછળ બે ઉદ્દેશ હતા. એક તો ઉદ્‌ઘાટન પ્રસંગે દેશના દરેક ભાગમાંથી આગેવાનો અને પ્રતિનિધિઓ હાજર રહેવાના હતા. અને એજ પ્રસંગે આપણાં જ્ઞાતિજનો સવિશેષ સંખ્યામાં હાજર રહેવાનાં હતાં. બીજો ઉદ્દેશ પરિષદને માટે કંઇ ખાસ જુદો ખર્ચ ન કરવો પડે તે હતો, સામાન્ય રીતે જો નિર્ધારિત પરિષદ ઉદ્‌ઘાટનના સમયથી જુદા સમયે બોલાવવામાં આવી હોત તો, વ્યર્થ ખર્ચ અને સમયની બરબાદી ઉપરાંત એ આવા સપૂર્ણ

પ્રતિનિધિત્વવાળી પણ ન બની શકી હોત.

નાગપુર ખાતે ભેગા થયેલા જ્ઞાતિ બંધુઓએ ઉપરોક્ત પરિષદ બોલાવવી એટલોજ માત્ર નિર્ણય ન કર્યો પરંતુ એ નિર્ણયને મૂર્તસ્વરૂપ આપવા સક્રિય પગલાં લીધાં. પરિષદ નિર્ણિત સમયે અને સ્થળે મળી શકે તે માટે ચર્ચા વિચારણા કરી નિર્ણયો લીધા. જેમાં પ્રતિનિધિઓ કઇ રીતે હાજર થાય તે વિષે સૂચન કર્યું. વધુમાં જ્ઞાતિના પીઢ આગેવાન શ્રી. શીવદાસ કાનજી પરિષદનું પ્રમુખસ્થાન સંભાળે તથા કચ્છ પ્રદેશના જ્ઞાતિ અગ્રેસર શ્રી પરબત લખુ પરિષદના સ્વાગતપ્રમુખ તરીકે નિયુક્ત થાય એવી ભલામણ કરી. નાગપુર ખાતે લેવાયલા ઉપરોક્ત નિર્ણયો, કચ્છ પ્રદેશના આગેવાનોની વિચારણા અને નિર્ણયો માટે મોકલવામાં આવ્યા. અંતે તા. ૨૮–૨–૬૦ ના રોજે મળેલી કચ્છના આગેવાનોની સભાએ એ વસ્તુ માન્ય કરી.

પરિષદ ભરવાનો નિર્ણય લીધા પછી અને પરિષદની નિર્ણિત તારીખ વચ્ચે સમય બહુ ઓછો હતો. પરંતુ પરિષદને સફળ બનાવવા માટે જ્ઞાતિના અગ્રેસરો અને જ્ઞાતિના કાર્યકર્તાઓએ ઝુંબેશ શરૂ કરી દીધી. સમસ્ત દેશમાં જુદે જુદે ઠેકાણે સ્થાનિક પાટીદાર સમાજોને તેમના પ્રતિનિધિઓ મોકલવાની વિજ્ઞપ્તિઓ કરવામાં આવી, અને પરિષદને સફળ કરવા શક્ય તેટલી બધી મદદ કરવા કાર્યકર્તાઓને વિનંતિ કરવામાં આવી. અને પરીણામે કચ્છના ગામેગામ પરિષદના સ્વયંસેવકો અને આગેવાનો–પ્રચાર અર્થે નીકળી પડ્યા. અને કચ્છને ગામેગામ પરિષદમાં લેવાનાર નિર્ણયોની ચર્ચા વિચારણા થવા લાગી. આજ રીતે પરદેશોમાં પણ પરિષદ માટેનો ઉત્સાહ વધતોજ ગયો અને પરિષદની તારીખ જેમ જેમ નજદીક આવતી ગઇ તેમ તેમ કાર્યકર્તાઓ કચ્છમાં આવવા લાગ્યા.

પરિષદની પૂર્વ તૈયારી રૂપે પ્રચાર અર્થે સ્વયંસેવકો જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં જ્ઞાતિ વિષયક માહિતી એકઠી કરવાનો પ્રયત્ન કરતા. આ હેતુને ધ્યાનમાં રાખીને પરિષદના કાર્યકર્તાઓએ જ્ઞાતિ વિષયક જુદી જુદી માહિતીઓ મેળવવા માટે એક પ્રશ્ન પત્ર તૈયાર કર્યો જેમાં દરેક ગામની જ્ઞાતિ વિષયક માહિતી મેળવવા જેમકે, જ્ઞાતિજનોની વસતી, કેળવણીનું પ્રમાણ અને કેળવણી વિષયક સગવડતાઓ તેમજ જ્ઞાતિના બંધારણ વિષયક અભિપ્રાયો જાણવા માટે પ્રશ્નો પુછવામાં આવ્યા હતા. આવી રીતે તૈયાર કરેલા પ્રશ્ન પત્રની નકલ અન્યત્ર આપવામાં આવી છે. કચ્છનાં લગભગ દરેક ગામમાં તથા કચ્છ બહારના લગભગ પ્રત્યેક પાટીદાર સમાજને આવા પ્રશ્ન પત્રો મોકલવામાં આવ્યા હતા. અને તે તે જગ્યાના આગેવાનોને એ પ્રશ્નપત્રો માગવામાં આવેલી માહિતી સાથે પરિષદના કાર્યાલયને પાછાં મોકલવાની વિજ્ઞપ્તિ કરવામાં આવી. પરિષદ કચેરીને આવાં પૂરાં ભરાયેલાં ૮૪ ફોર્મ મળ્યાં. આ પ્રશ્નપત્રોની ચકાસણી કર્યા પછી બહુજન માન્ય હોય એવા ધારાધોરણોનો એક ખરડો બનાવવામાં આવ્યો.

પરિષદની તારીખ

પરિષદની તારીખ ૧૦-૫-૧૯૬૦ મુકરર કરવામાં આવી હતી. ત્યાર પહેલાં જ



પાટીદાર ભવનના આલીશાન મકાનને 'ખુલ્લુ મૂકાએલુ' જાહેર કરી શ્રી ભીમજી કેસરા ઉપસ્થિત મેદનીને સંબોધતા નજરે પડે છે.

## ઉદ્‌ઘાટન સમારંભ



માનવ સમુદાયને સમાજના યુવાન કાર્યકર શ્રી પચાણ શીવજી પટેલ (નાગપુર) સંબોધી રહ્યા છે.

પરિષદ કાર્યાલય ઠેક ઠેકાણેથી મળેલી માહિતીએ મુજબ અને આવી પહોંચેલા પ્રતિનિધિઓની અરસ પરસની મંત્રણાને પરિણામે પરિષદના ખુલ્લા અધિવેશનમાં જ્ઞાતિના ધારા–ધોરણોનું બંધારણ માન્ય કરવા માટે ઉપરોકત પ્રતિનિધિઓની બનેલી વિષયવિચારણી સમિતિ (સબ્જેકટ કમિટિ) નિયુકત કરવામાં આવી. આ વિષય વિચારણી સમિતીએ એની બે સભાઓમાં ખૂબ ચર્ચા–વિચારણા કર્યા પછી, પરિષદના ખુલ્લા અધિવેશન સમક્ષ મૂકવાનો અને મંજુર કરાવવાનો જ્ઞાતિ વિષયક ધારા–ધોરણોનો ખરડો બનાવ્યો.

## વિષય વિચારણી સમિતિના સભ્યોનાં નામ નીચે પ્રમાણે છે.

૧ શ્રી. શીવદાસ કાનજી, મુંબઇ
૨ ,, ભીમજી કેશરા, કોટડા
૩ ,, નારાયણ શીવજી, વીરાણી
૪ ,, પરબત લખુ, મથલ
૫ ,, મણીલાલ પુંજાભાઇ, મુંબઇ
૬ ,, વિરેન્દ્ર શીવદાસ, મુંબઇ
૭ ,, ખીમજી કચરા, મુંબઇ
૮ ,, ખીમજી નાગજી, મથલ
૯ ,, ભાણજી દેવશી, ટોડીયા
૧૦ ,, રામજી સીવજી, આનંદપુર
૧૧ ,, રાજાભાઇ દેવસી, આનંદપુર
૧૨ ,, પચાણ ધનજી, લખમીપુર
૧૩ ,, વીરજી કરશન, જીંજાય
૧૪ ,, હરીલાલ અબજી, ભેરૈયા
૧૫ ,, હંસરાજ પરબત, જીંજાય
૧૬ ,, મુખી લાલજી કરશન, દુર્ગાપુર
૧૭ ,, જીવરાજ રતના, કોટડા
૧૮ ,, મેઘજી હંસરાજ, માધાપર
૧૯ ,, પચાણ માવજી, આનંસર
૨૦ ,, ખેતા સીવજી, આનંસર
૨૧ ,, નારણ સીવજી, તલોદ
૨૨ ,, પ્રેમજી પુંજાભાઇ, આનંદસર
૨૩ ,, રતનશી વસ્તા, જીયાપુર
૨૪ ,, ભીમજી માવજી, ઐયર
૨૫ ,, રતના અરજણ ગડુલી
૨૬ ,, રતના લધા, સીયોત
૨૭ ,, ભીમજી માવજી
૨૮ શ્રી. વિશ્રામ પરબત, જયપુર
૨૯ ,, લધા વિશ્રામ, વીરાણી
૩૦ ,, કરશન મુળજી, ગડાણી
૩૧ ,, કાનજી કચરા, ગડાણી
૩૨ ,, અરજણ નાનજી, દેશલપુર
૩૩ ,, મુખી અબજી પ્રેમજી, રામપુર
૩૪ ,, રૈયા નથુ, ઉખેડા
૩૫ ,, મગનભાઇ મુલજી, કોટડા
૩૬ ,, નથુભાઇ માવજી, ખોંભડી
૩૭ ,, વાલજી દેવસી, ટોડીયા
૩૮ ,, પુંજા માધા, આનંસઇ
૩૯ ,, કાનજી ભીમજી, ખોંભડી
૪૦ ,, નાનજી પુંજા, સીકંદરાબાદ
૪૧ ,, મુળજી જીવરાજ, દેરોલ (ગુજરાત)
૪૨ ,, વેલજી જીવરાજ, જગદલપુર
૪૩ ,, કરમશી શીવદાસ, રવાપુર
૪૪ ,, વિશ્રામ હંસરાજ, મુંબઇ
૪૫ ,, પરબત કાનજી, પુના
૪૬ ,, વાલજી પુંજા, મુંબઇ
૪૭ ,, સામજી જીવરાજ, મુંબઇ
૪૮ ,, મણીભાઇ વાલજી, મુંબઇ
૪૯ ,, કરશન મુળજી, મુંબઇ
૫૦ ,, ખેતારામ હીરજી, લખમીપુર
૫૧ ,, કાનજીભાઇ ગોપાલ, લક્ષ્મણપુરાકંપા
૫૨ ,, લાલજી રામજી, હીરાપુર કંપા
૫૩ ,, અરજણ માવજી, નાગપુર
૫૪ ,, કાનજી શીવદાસ, કલકત્તા

૫૫ શ્રી. કરશન મનજી, નાગપુર
૫૬ ,, વાલજી જશરાજ, નાગપુર
૫૭ ,, કાનજી શીવદાસ, કલક-તા
૫૮ ,, શોમજી ખેતસી, કલત્તા
૫૯ ,, કરશન નથુ, વિથોણ
૬૦ ,, વિશ્રામ નથુભાઇ, અણીયોર કંપા
૬૧ ,, પુંજાભાઈ ખેતસી, ગ્વાલિયર
૬૨ ,, માવજી જેઠાભાઇ, નાગપુર
૬૩ ,, કરમશી હીરજી, મમાઇમોરા
૬૪ ,, વાલજી કાનજી, રાધણનો માળ (ગુજરાત)
૬૫ ,, અરજણ ધનજી, નાગપુર
૬૬ ,, વિશ્રામ રતનશી, અમદાવાદ
૬૭ ,, નાનજી દેવજી, રામપુરા કંપા
૬૮ ,, દેવશી રામજી, મોહનપુર કંપા (ગુજરાત)
૬૯ ,, શીવજી શોમજી, અદલપુરા કંપા
૭૦ ,, મેઘજી સીવજી, નવાવાસ
૭૧ ,, રામજી રાજાભાઇ, વીરાણી
૭૨ ,, જીવરાજ દાના, કનકપુર
૭૩ ,, કરશન પુંજા, કનકપુર,
૭૪ ,, વેલજી ભાણજી, બદામ કંપા (ગુજરાત)
૭૫ ,, પ્રેમજી કરમશી, કરમોઇ
૭૬ ,, વીરજી કરશન, એદલપુરા કંપા (ગુજરાત)
૭૭ ,, ધનજી અરજણ, આણંદસર
૭૮ ,, મુળજી રામજી, પલીવાડ
૭૯ ,, નારાણ વીરજી, કાદીયા
૮૦ ,, વિશ્રામ નારાણ, ગડુલી
૮૧ ,, પચાણ જશા, માંડવી
૮૨ ,, દેવશી મનજી, નારાણપુર
૮૩ ,, દેવશી શીવદાસ, રામપર
૮૪ ,, હંસરાજ ડાહ્યા, દેવીસર
૮૫ ,, ડાયા વાલજી, મથલ
૮૬ ,, રતનશી અરજણ, હીરાપુર (ગુજરાત)
૮૭ શ્રી. રામજી લખુ પટેલ, વડોદરા
૮૮ ,, લખુ ગોપાલ, અંગીઆ
૮૯ ,, હીરજી ભાણજી,
૯૦ ,, ભીમજી ધનજી, કાદીયા
૯૧ ,, દેવજી ખીમજી, રસલીયા
૯૨ ,, ભાણજી શામજી, રસલીયા
૯૩ ,, નથુ કાનજી, ભુજ
૯૪ ,, કાનજી કરમશી, નેત્રા
૯૫ ,, જેઠા કરમશી, નેત્રા
૯૬ ,, શોમજી અરજણ નાગપુર
૯૭ ,, મુલજી વીરમભાઇ, મોતીશ્રી કંપા (ગુજરાત)
૯૮ ,, ગોપાલ રામજી, કોટડા
૯૯ ,, વાલજી લધા, દેવપર
૧૦૦ ,, પુંજા હરજી, દેશલપુર
૧૦૧ ,, શોમજી ગોપાળ, રતનાપુર
૧૦૨ ,, કરશન રામજી, રતનાપુર
૧૦૩ ,, લાલજી રામજી, રતનાપુર
૧૦૪ ,, વાલજી દેવસી, વીરાણીનાની
૧૦૫ ,, રામજી ખેતા, વીરાણી નાની
૧૦૬ ,, નારાણ મુળજી, ,, ,,
૧૦૭ ,, પરબત લધા, દેશલપુર
૧૦૮ ,, રતનશી દાના, કાદીયા
૧૦૯ ,, કાનજી રામજી, કોટડા (ચકાર,
૧૧૦ ,, ધનજી લાલજી, કોટડા (ચકાર)
૧૧૧ ,, પ્રેમજી કાનજી, પાતીયું (ખેડોઇ)
૧૧૨ ,, નાનજી કાનજી, પાતીયું (ખેડોઇ)
૧૧૩ ,, નાનજી ભાણજી થરાવડા
૧૧૪ ,, માવજી લાલજી, કલકત્તા
૧૧૫ ,, પરબત દાના, કલકત્તા
૧૧૬ ,, જેઠાલાલ ખીમજી, કલકત્તા,
૧૧૭ ,, દાના દેવસી, કલકત્તા
૧૧૮ ,, નારાયણ કાનજી, કલકત્તા
૧૧૯ ,, વેલજી હીરજી કલકત્તા
૧૨૦ ,, વાલજી લધા, કલકત્તા

૧૨૧ શ્રી. જેઠાલાલ વેલજી, કલકત્તા
૧૨૨ ,, કાનજી ગોપાળ
૧૨૩ ,, રતનશી લખુ
૧૨૪ ,, કરશન ખેતા, દેવપર
૧૨૫ ,, નથુ હંસરાજ, દેવપર
૧૨૬ ,, પ્રેમજી અરજણ દેવપર
૧૨૭ ,, અરજણ લધા, ખંડવા
૧૨૮ ,, માવજી દેવજી, બહરામપુર
૧૨૯ ,, ગંગદાસ પચાણ, થરાવડા
૧૩૦ ,, પ્રેમજી વિશ્રામ, ગાંધીધામ
૧૩૧ ,, મેઘજી રાજા
૧૩૨ ,, અરજણ કાનજી, ખેડોઇ
૧૩૩ ,, ખીમજી કરમશી, ખેડોઇ
૧૩૪ ,, પ્રેમજી દેવજી, ખેડોઇ
૧૩૫ ,, અબજી રામજી, કોટડા (ચકાર)
૧૩૬ ,, કેશવજી પચાણ, થરાવડા
૧૩૭ ,, નારાયણ જેઠાભાઇ, મદ્રાસ
૧૩૮ ,, દેવશી મનજી, ખોંભડી
૧૩૯ ,, હીરાલાલ કાનજી, નેત્રા
૧૪૦ ,, કરમશી શીવજી, વિથોણ
૧૪૧ ,, ધનજી ખીમજી, રાયણ
૧૪૨ ,, નાનજી વીરજી, દુર્ગાપુર
૧૪૩ ,, રામજી રાજા, રાયણ
૧૪૪ ,, શીવજી ભીમજી. થરાવડા,
૧૪૫ ,, દાના માવજી, રાયણ
૧૪૬ ,, પેથાભાઇ મેઘજી, માંડવી
૧૪૭ ,, દેવજી મુળજી, જીયાપર
૧૪૮ ,, ગોપાલ ખીમજી, જીયાપર
૧૪૯ ,, રામજી જેઠા, સરવા
૧૫૦ ,, જીવરાજ વાલજી, વીરાણી
૧૫૧ ,, વીરજી વિશ્રામ, નાગપુર
૧૫૨ ,, શીવગણ દેવશી, કલ્યાણપુર
૧૫૩ ,, રાજા શીવદાસ વિથોણ
૧૫૪ ,, વાલજી હીરજી મુખી, ભડલી
૧૫૫ શ્રી. ખીમજી માવજી રવાપર
૧૫૬ ,, શીવગણ કાનજી, રસલીયા
૧૫૭ , દેવસી રામજી, અમદાવાદ
૧૫૮ ,, શીવદાસ મનજી, ટોડીયા
૧૫૯ ,, દેવજી કાનજી, કાદીયા
૧૬૦ ,, વિશ્રામ કાનજી, હૈદ્રાબાદ
૧૬૧ ,, નથુભાઇ નાનજી, નખત્રાણા
૧૬૨ ,, દાનાભાઇ ડાયા, અંગીયા
૧૬૩ ,, હરજી પ્રેમજી, વિથોણ
૧૬૪ ,, નાગજી પરબત, વિથોણ
૧૬૫ ,, રાજાભાઇ કચરા, નારણપુર
૧૬૬ ,, ખીમજી કરશન, ભીભાપર
૧૬૭ ,, મનજી પચાણ. નખત્રાણા
૧૬૮ ,. દાના ખેતા, ભીભાપર
૧૬૯ ,, હરજી શીવજી પોકાર, વીરાણી
૧૭૦ ,, માવજી ધનજી, મુંબઇ
૧૭૧ ,, વાલજી રૂડા, અંગીયા
૧૭૨ ,, દેવશી કાનજી, દેવપર
૧૭૩ ,, શીવદાસ રામજી, વાલકા
૧૭૪ ,, રામજી મનજી, ખેડોઇ
૧૭૫ ,, કરસન શીવજી, ખેડોઇ
૧૭૬ ,, કાનજી જેઠા, વેરસલપર
૧૭૭ ,, ગોવિંદ મુળજી, વેરસલપર
૧૭૮ ,, કાનજી ગોપાળ, વેરસલપર
૧૭૯ , લધાભાઇ નથુ, મુંબઇ
૧૮૦ ,, વેલજી કાનજી, હૈદ્રાબાદ
૧૮૧ ,, શીવજી કરસન, પુના
૧૮૨ ,, લાલજી ભાણજી, પુના
૧૮૩ ,, હરીભાઈ રામજી પટેલ, મુંબઇ
૧૮૪ ,, વિશ્રામ નથુ, અણીયર કમ્પા
૧૮૫ ,, હરજી પુંજા, કોડાય
૧૮૬ ,, વિશ્રામ ભીમજી, ધાવડા
૧૮૭ ,, પ્રેમજી રામજી, જબલપુર
૧૮૮ ,, લધારામ લાલજી, રસલીયા

૧૮૯ શ્રી. પ્રેમજી મૂળજી પટેલ, મલાડ (મુંબઇ)
૧૯૦ ,, ખીમજી ખેતા, સુખપર
૧૯૧ ,, વાલજી દેવશી, ટોડીયા
૧૯૨ ,, કાનજી રતનશી, અંગીયા
૧૯૩ ,, શામજી વાલજી, નખત્રાણા
૧૯૪ ,, માવજી પુંજા, નખત્રાણા
૧૯૫ ,, ધનજી હરજી, મેરાઉ
૧૯૬ ,, રામજી મુલજી, રાયણ
૧૯૭ ,, લાલજી કાનજી, ખીદડા
૧૯૮ ,, વિશ્રામ કાનજી, ભારાપુર
૧૯૯ ,, શામજી રતના, નખત્રાણા
૨૦૦ ,, રતનશી વાલજી, ધારેસી
૨૦૧ ,, શીવજી રાજાભાઇ, દુર્ગાપુર
૨૦૨ ,, નારાયણજી પેથાભાઇ, મુંબઇ
૨૦૩ ,, પચાણ શીવજી, નાગપુર
૨૦૪ ,, કાનજી મુરજી, રતડીયા
૨૦૫ ,, કરમશી ખેતા, નાગલપુર
૨૦૬ ,, વિશ્રામ વસ્તા, માતાજીનોમઢ
૨૦૭ શ્રી. મનજી રૈયા, માતાજીનોમઢ
૨૦૮ ,, લધાભાઇ હરજી, દોલતપર
૨૦૯ ,, ધનજી નારાણ, દોલતપુર
૨૧૦ ,, કાનજી મનજી, દોલતપુર
૨૧૧ ,, મેઘજી નાનજી, રતાસીઆ
૨૧૨ ,, દેવજી ઉકેડા, રતાસીઆ
૨૧૩ ,, માવજી હીરજી, નાનીઅરલ
૨૧૪ ,. કચરા રાજા, નાની અરલ
૨૧૫ ,, મેઘજી પ્રેમજી, વીગોડી
૨૧૬ ,, ખેતા રામજી, આંબારા
૨૧૭ ,, ધનજી કાનજી, આંબારા
૨૧૮ ,, નથુભાઇ ખીમજી, મેઘપર
૨૧૯ ,, ભાણજી સોમજી, મેઘપર
૨૨૦ ,, લધાભાઇ મનજી, પાલનપુર
૨૨૧ ,, રામજી વસ્તા, દયાપર
૨૨૨ ,, ધનજી મેઘજી, દયાપર
૨૨૩ ,, કરસન લાલજી, દયાપર
૨૨૪ ,, શીવદાસ રામજી, વાલકા

પરિષદનું ખુલ્લું અધિવેશન તા. ૧૦–૫–૧૯૬૦ના દિવસે બપોરના ૩–૦ વાગે ખાસ તૈયાર કરેલા મંડપમાં ભરાવાનું હતું. પરંતુ અસહ્ય તાપ અને ઉકાળાટના લીધે તથા પરિષદની કાર્યવાહી જાણવાની તાલાવેલી અને ઉત્સુકતાને લીધે વહેલી સવારથી ઉમટી પડેલી લગભગ વીસથી પચીસ હજારની માનવ મેદનીના ભોજનનો પ્રબંધ કરવાના કારણે કાર્યકર્તાઓએ પરિષદના ખુલ્લા અધિવેશનનો સમય બપોરના ૩–૦ના બદલે રાતના ૮–૦ વાગ્યાનો રાખ્યો. આમ તો આપણા સમાજની બોર્ડિંગના ઉદ્‌ઘાટન ઉત્સવ નિમિત્તે તા. ૧૦–૫–૬૦ના રોજે સાંજના અને તા. ૧૧–૫–૬૦ના બપોરના એમ બે ટંકનો ભોજન પ્રબંધ કરવામાં આવ્યો હતો, પરંતુ તા ૧૦–૫–૬૦ના વહેલી સવારથી વહી રહેલા માનવ મહેરામણને માટે બપોરના ભોજનની વ્યવસ્થા તો કરવી જ રહી. આમ પરિષદના નિયમ સમયમાં ફેરફાર થવાના કારણે ધાર્યા કરતાં ય વધુ સફળ રીતે પરિષદનું કાર્ય પાર પડયું.

આ રીતે તા. ૧૦–૫–૬૦ના સાંજના ભોજન સમારંભ પછી રાતના પુરા ૮–૦ના ટકોરે પરિષદના ખુલ્લા અધિવેશનનીં કાર્યવાહી શરૂ થઇ. પરિષદ માટે ઉભા કરેલા વિજળીની બત્તીઓથી સુશોભિત અને ઝગમગતા વિશાળ મંડપ નીચે માનવ મહેરામણ હલકી રહ્યો હતો. તલ માત્ર રાખવાની પણ જગા નહોતી. આખરે એ માનવ મહેરામણે કંપાઉન્ડની

દિવાલની માઝા મૂકી બહાર પથરાય ગયો. હજારો આબાલ, વૃધ્ધો સંપૂર્ણ શાંતિથી કંપાઉન્ડની બહાર બેસીને ધ્વનિવર્ધક યંત્રોદ્વારા પરિષદની કાર્યવાહી સાંભળી રહ્યો વિશેષ ખુશીની વાત તો એ છે કે જ્ઞાતિના રીત–રિવાજોનાં ધારા–ધોરણ સાથે જેમને સીધો સંપર્ક છે. અને ઘર્ષણ થવાનું હોય તો જ્યાંથી એવું ઘર્ષણ શરૂ થાય એવી આપણી જ્ઞાતિની બહેનો હજારોની સંખ્યામાં ત્યાં હાજર હતી. અમારો એવો અંદાજ છે, કે અર્ધી કરતાંય વધુ સંખ્યામાં બહેનોની હાજરી હતી. બહેનો સાથે બાળકો પણ હતાં. છતાં ખુલ્લા અધિવેશનની સમગ્ર કાર્યવાહી દરમ્યાન જે નિરવ શાંતિ જળવાઇ રહી એનો ખરેખરો યશ ત્યાં હાજર રહેલી બહેનોને ફાળે જાય છે. કલાકો ચાલી રહેલી ખુલ્લા અધિવેશની એ કાર્યવાહી દરમ્યાન એક પણ બાળક રડયું હોય અગર તો બીજી કોઇ પણ જાતની ગરબડ થઇ હોય એવું બન્યું નહોતું. જાણકારો કહે છે કે સભાઓ તો ઘણીએ થઇ અને જોઇ, પરંતુ આ પારષદના ખુલ્લા અધિવેશનની સભા ખરેખર અપૂર્વ અને બેનમૂન હતી. આવા ઉત્સાહી, ઉલ્લાસભર્યા અને કંઇક ઉત્સુક એવા વાતાવરણ વચ્ચે પરિષદના ખુલ્લા અધિવેશનની કાર્યવાહી શરૂ થઈ.

મંચ ઉપર પ્રમુખ શ્રી, સ્વાગત પ્રમુખ તથા જ્ઞાતિના આગેવાનો અને પ્રતિનિધિઓ (ડેલીગેટો) બેઠા હતા. વ્યાસપીઠને ફરતે મુકરર કરેલી ખાસ જગ્યામાં અન્ય પ્રતિનિધિઓ બેઠા હતા. સભાસ્થાનની એક બાજુ બહેનો માટે અને બીજી બાજુએ ભાઇઓ માટે વ્યવસ્થા કરવામાં આવી હતી. પરિષદની શરૂઆત લક્ષ્મીબેન આર પટેલના મંગળ ગીતથી શરૂ થઇ. ત્યાર બાદ નાગપુરના પ્રતિનિધી શ્રી. માવજી જેઠાભાઇએ પરિષદના ખુલ્લા અધિવેશનનું પ્રમુખ સ્થાન જ્ઞાતિના અગ્રેસર શ્રી. શીવદાસભાઈ કાનજી લે એવી દરખાસ્ત રજુ કરતાં જણાવ્યું હતું કે આ પરિષદ આજે દશકાઓના ગાળા પછી મળી રહી છે. જેમાં જ્ઞાતિના ભવિષ્યને સ્પર્શતા મહત્વના નિર્ણયો લેવાના છે, એ ટાંકણે પરિષદનું સંચાલન એક અતિ કુશળ સૂકાનીને સોંપવું જરૂરીનું છે. તેમજ અગાઉ ભરાયેલી પરિષદોથી સુમાહિતગાર હોય એવા સજ્જન પ્રમુખસ્થાન શોભાવે એ પણ એટલું જ મહત્વનું છે. છાત્રાલયના ફંડ ફાળા નિમિ-તે અતિ લાંબો પ્રવાસ કરવાના કારણે દેશના દરેક ભાગના રહેવાસી આપણા જ્ઞાતિ બંધુઓના પરિચયમાં આવવાના કારણે અને જ્ઞાતિની આકાંક્ષાઓ અને અપેક્ષાઓથી સુમાહિતગાર બનેલા તથા જુની અને નવી પેઢીની વચ્ચે સેતુ સમાન એવા મુરબ્બી શ્રી શીવદાસભાઇ પરિષદનું પ્રમુખસ્થાન ગ્રહણ કરે એ જ યથાર્થ છે. તેથી આ અધિવેશનના પ્રમુખસ્થાન માટે હું મુરબ્બી શ્રી. શીવદાસભાઇના નામની દરખાસ્ત મુકું છું. આ દરખાસ્તને સમસ્ત માનવ મેદનીએ તાળીઓના ગડગડાટથી વધાવી લીધી હતી.

પ્રમુખસ્થાનની દરખાસ્તને અનુમોદન આપતાં મુંબઇના પ્રતિનિધી શ્રી ખીમજી કચરાએ જણાવ્યું હતું કે "શ્રી માવજીભાઇએ જે દરખાસ્ત રજુ કરી છે તેને હું હાર્દિક ટેકો આપું છું. કારણ શ્રીમાન શીવદાસભાઇને હું છેલ્લાં ચાલીસ વર્ષ થયાં જ્ઞાતિના સુધારક કાર્યકર તરીકે ઓળખું છું. જ્ઞાતિમાં રહેલ અનેક કુરૂઢિઓ અને અંધશ્રધ્ધાને છેદવા–નાબુદ કરવા કરાંચીની તથા મુંબઇની પરિષદોમાં જેણે સક્રિય હિસ્સો લીધો છે. જ્ઞાતિનો અભ્યુદય

થાય અને જ્ઞાતિમાં કેળવણીની તથા નૈતિક પ્રગતિ થાય એવી એમની પ્રવૃતિઓનો પ્રત્યક્ષ સાક્ષી બનવાનું સદ્‌ભાગ્ય મને સાંપડયું છે. તેમાંય છેલ્લાં ત્રણ વર્ષથી તેઓશ્રીની સાથે બોર્ડિંગનાં ફંડ ફાળા માટે ભ.રતના અનેક વિભાગોમાં પ્રવાસ કરવાનું સદ્‌ભાગ્ય મળ્યું છે. તેઓ શ્રી મુંબઈ પાટીદાર સમાજમાં પણ પ્રમુખ તરીકે વર્ષોથી તેમની અજોડ સેવા આપી રહ્યા છે. એવા સેવાભાવી સજ્જન આજનું પ્રમુખ સ્થાન સંભાળે એ યોગ્ય જ છે."

ઉપરોક્ત દરખાસ્તને પ્રતિનિધિઓએ તાળીઓના ગડગડાટ વચ્ચે સર્વાનુમતે વધાવી લીધી હતી. અને સ્વાગતાધ્યક્ષ શ્રી, પરબત પટેલ, મુરબ્બી શ્રી. શીવદાસભાઈને પ્રમુખસ્થાને દોરી ગયા હતા. સમગ્ર માનવ મેદનીના હર્ષનાદો અને તાળીઓના ગડગડાટ વચ્ચે મુરબ્બી શ્રી. શીવદાસભાઇ પ્રમુખસ્થાને બિરાજ્યા અને પરિષદની કાર્યવાહીનું સૂકાન સંભાળ્યું.

ત્યાર બાદ પ્રમુખ શ્રી. પ્રતિનિધીભાઈઓ તથા ઉપસ્થિત જ્ઞાતિભાઇ-બહેનોનું ઉમળકા ભર્યું સ્વાગત કરતાં, સ્વાગત પ્રમુખ **શ્રી. પરબત** લખુએ જણાવ્યું કેઃ—

"પ્રમુખશ્રી, જ્ઞાતિ બંધુઓ તથા બહેનો !

આ પરિષદમાં આપ સૌ ભાઇ–બહેનોનું સ્વાગત કરતાં મને અનેરો આનંદ થાય છે. અને સાથે સાથે હું જીવનની ધન્યતા અનુભવું છું.

આપ સૌ જાણો છો તેમ આ પરિષદ મેળવવાની વિચારણા અનેક વર્ષોથી થતી આવી છે. આટલી લાંબી વિચારણા પછી પણ આ પરિષદ અહીં કચ્છને આંગણે મળે છે તેથી મને ઘણોજ આનંદ થાય છે. એક વસ્તુ તરફ આપ સૌનુ લક્ષ ખેંચવાની વૃત્તિ થાય છે અને તે એ કે, કચ્છી કડવા પાટીદાર જ્ઞાતિની આવી પરિષદ આજે કચ્છમાં પહેલી જ વાર મળે છે. અગાઉ મળેલી બે પરિષદોમાંની પહેલી કરાંચીમાં અને બીજી મુંબઇ ખાતે મળેલી હતી. બીજી પરિષદ મુંબઇમાં મળી તેને આજે પાંત્રીસ કરતાંય વધારે વરસો વીતી ગયાં છે

આપણા જ્ઞાતિની એ પરિષદો મેળવવામાં અને એ પરિષદો દ્વારા જ્ઞાતિમાં સુધારણાની પ્રવૃતિ શરૂ કરનાર એ નર શાર્દુલ સ્વર્ગસ્થ શ્રી નારાયણજી રામજી લીંબાણીનું મને સહેજે સ્મરણ થઇ જાય છે. એ હકીકતનો ઇન્કાર થઇ શકે એમ નથી કે 'જો શ્રી નારાયણજીભાઇએ સમાજ સુધારાની પ્રવૃતિનો ઝંડો એ દિવસોમાં ના ફરકાવ્યો હોત તો આપણી જ્ઞાતિની આજે કેવી દુર્દશા હોત તેનો વિચાર માત્ર કરતાં પણ કંપારી છુટે છે.

આપણા સદભાગ્યે શ્રી. નારાયણજીભાઇના સાથીઓ, સહકાર્યકરો અને શિષ્યોમાંના થોડાક આજે આપણી વચ્ચે મોજુદ છે. એ આપણા સદભાગ્યની નિશાની છે. એ હકીકત આજે આપણી જ્ઞાતિએ જે કંઇ સામજિક, ધાર્મિક અને કેળવણી વિષયક પ્રગતિ સાધી છે.

તેમાં શ્રી નારાયણજીભાઈ તથા એમના સહકાર્યકરોનો ફાળો નાનો સૂનો નથી

આપ સૌ જાણો છો તેમ જ્ઞાતિના ગલઢેરાઓની જોહુકમી સત્તાનો અંત આણ્યા પછી મળેલી સ્વતંત્રતાનો ઉપયોગ જ્ઞાતિએ સ્વચ્છંદી રીતે કરવો શરૂ કર્યો અને એ દુઃખભરી છતાં સત્ય બીના છે કે આપણી જ્ઞાતિનું સર્વમાન્ય એવું રીત–રિવાજોની બાબતનું કોઈ બંધારણ નથી, અલબત જુદા જુદા સમયે જુદા જુદા પાંચાડાઓમાં ત્યાની સ્થાનિક પરિસ્થિતીને અનુરૂપ બંધારણ બનાવવાના અને તે પ્રમાણે વર્તવાના પ્રયત્નો અવાર નવાર કરવામાં આવ્યા છે, સમસ્ત કચ્છ પ્રદેશને માન્ય અને પાળી શકાય એવુ એક બંધારણ પણ થોડાક વરસો પહેલાં અમલમાં આવ્યું છે. અને તેનો ઓછે વધતે અંશે અમલ કરાઈ રહ્યો છે.

પરંતુ આજે જ્યારે આપણી જ્ઞાતિ કચ્છ બહાર સારા પ્રમાણમાં વસી રહી છે. અને જેની આવતી પેઢીઓનો સંબંધ કચ્છ પ્રદેશ સાથે કેવો રહેશે તે જાણવું આજે મુસ્કેલ બન્યું છે. ત્યારે ભારતભરમાં વસતા કચ્છી પાટીદારોના લગ્ન, મરણ અને એવા અન્ય શુભ, અશુભ પ્રસંગોએ પાળવાના ધારા–ધોરણોનું બંધારણ બનાવવું જરૂરી બન્યું છે.

વિષય વિચારણી સમિતીએ પસાર કરેલા ઠરાવો આપણી સમક્ષ મંજુરી માટે આવશે. મારી આપ સૌ પ્રતિનિધી ભાઈ બહેનોને એટલી જ વિનંતી છે કે એવા જ ઠરાવો મંજુર કરજો કે જે સર્વને સ્વીકાર્ય હોય. અમલ કરવામાં ઓછામાં ઓછા બોજારૂપ, વિઘ્ન રહિત હોય અને જે ધારા–ધોરણો આજના જમાનાના માનસને અને જીવનને અનુરૂપ હોય અને જે જ્ઞાતિને પ્રગતિના પંથે દોરી જાય.

આપણું એ સદભાગ્ય છે કે આપણી જ્ઞાતિના એક પીઢ અને સેવાભાવી કાર્યકર શ્રી. શીવદાસ કાનજીને પ્રમુખ તરીકે મેળવવામાં ભાગ્યશાળી થયા છીએ. આપ સૌના વતી હું એમનું હાર્દિક સ્વાગત કરૂં છું મને લેશ માત્ર શંકા નથી કે એમની કુનેહભરી રાહબરી નીચે આપણી આ પરિષદનું કાર્ય સફળતાપૂર્વક પાર પડશે.

આપ સૌ પ્રતિનિધિઓ તથા અન્ય ભાઈઓ તથા બહેનોનું આ શુભ અવસરે સ્વાગત કરતાં મને અતિ હર્ષ થાય છે. પ્રતિનિધિ (ડેલીગેટ) મિત્રોને મારી એટલી જ વિનંતી છે કે આ અવસરને અનુરૂપ ગૌરવ અને દ્રઢતા, ચર્ચામાં તેઓ જરૂર દાખવે. પરંતુ એક બીજાના પ્રમાણિક મતભેદોની પવિત્રતા અને તટસ્થતા સમજે અને જાળવે. આપણે સૌ જ્ઞાતિનું હિત થાય એવું કાર્ય કરવા અહીં એકઠા થયા છીએ. આપણી અંગત માન્યતાઓ કે લાગણીઓ, ગમા કે અણગમાનો પ્રશ્ન ગૌણ બનવો જોઈએ. અને આપણું ધ્યાન એકજ વસ્તુ ઉપર કેન્દ્રીત થવું જોઈએ. અને તે જ્ઞાતિનું હિત અને જ્ઞાતિની પ્રગતિ.

ફરીથી એક વખત પ્રમુખશ્રીનું તથા આપ સૌનું હાર્દિક સ્વાગત અને અભિવાદન કરૂં છું. અને મને આ સ્વાગત પ્રમુખસ્થાન આપી જ્ઞાતિની આ સેવા કરવાની તક આપી

તે બદલ આપ સૌનો હાર્દિક આભાર માનું છું."

સભાજનોએ સ્વાગત પ્રમુખના ઉપરોક્ત ભાષણને તાળીઓથી વધાવી લીધું હતું. ત્યાર બાદ સ્વાગત પ્રમુખશ્રીએ સમસ્ત જ્ઞાતિના માન અને પ્રેમના પ્રતિક રૂપે પુષ્પહારો અર્પણ કરી પ્રમુખશ્રીનું સ્વાગત કર્યું અને પ્રમુખશ્રીને એમનું પ્રેરક પ્રવચન કરવાની વિનંતિ કરી.

સભાજનો તથા પ્રતિનિધિઓના અવિરત તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખ શ્રી. પોતાનું પ્રવચન કરવા ઉભા થયા અને ફરીને એક વખત ટાંકણી પડે તોય સંભળાય એવી નિરવ શાંતિ સભામંડપમાં છવાઇ ગઇ. પ્રમુખશ્રીએ એમનું મંગળ પ્રવચન કરતાં જણાવ્યું કેઃ—

"પ્રતિનિધિ મહાશયો, ભાઇઓ અને બહેનો !

આપણી સમગ્ર જ્ઞાતિની આ સર્વ પ્રથમ પરિષદ આજે અહીં મળી રહી છે તે આપણે સૌને માટે અતિ આનંદનો વિષય છે. જ્ઞાતિ પરિષદો આ પહેલાં પણ મળી છે, પરંતુ આજની આપણી આ પરિષદ અનેક રીતે અનોખી ભાત પાડે છે. જે સ્થળે આ પરિષદ મળી રહી છે તે આ બોર્ડિંગ આપણી જ્ઞાતિની પ્રગતિનું સીમાચિહ્ન છે. આગળ મળી ગયેલી પરિષદના કાર્યકરોએ સ્વપ્નામાંય નહીં સેવેલી આશાઓ આજે આપણે મૂર્તમંત થતી નિહાળીએ છીએ. આપણી સૌથી છેલ્લી પરિષદ અને આજ વચ્ચે યુગ પ્રવર્તક પલ્ટાઓ આવી ગયા છે. વિશેષ કરીને ખેતીપ્રધાન એવી આપણી જ્ઞાતિની અતિ કંગાલીયત ભરેલી હાલત આજે ખેતીની આબાદીની સાથે આબાદ બની છે, પરદેશમાં વસી રહેલા આપણા હજારો જ્ઞાતિબંધુઓ વ્યવસ્થિત ધંધાઓ મારફત આબાદ બન્યા છે, એ વખતે આપણી જ્ઞાતિમાં મેટ્રીક સુધી ભણેલો માનવી મળવોય મુશ્કેલ હતો, ત્યારે આજે આપણી જ્ઞાતિમાં જ ઇન્જીનિયરો, ડોકટરો, વકીલો અને એવા બીજા વ્યવસાયોમાં પડેલા બહુ સંખ્યામાં તો નહીં પણ છે તો ખરા જ. આપણા દેશના ઇતિહાસ તરફ દૃષ્ટિ કરીએ તો પરદેશી રાજ્ય, રાજાશાહી વગેરે બાબતો નષ્ટ થઇ છે, અને આપણું ભાગ્ય આપણને ઘડવાનો અધિકાર અને અવસર સાંપડયો છે. આ બધી બાબતો પ્રત્યે નિર્દેશ કરવાનો હેતુ માત્ર એટલો જ છે કે જે કાર્ય કરવા માટે આ પરિષદ આજે અહીં મળી રહી છે તે આ પલ્ટાયલી પરિસ્થિતિનો ખ્યાલ રાખે અને એવા નિર્ણયો લે કે જે આજના જમાનાને, આજની હવાને અને આજના જીવનને અનુરૂપ હોય.

આપ સૌને વિદિત છે તેમ આપણી જ્ઞાતિની સર્વ પ્રથમ પરિષદ કરાંચીમાં, ત્યાર પછી બીજી પરિષદ મુંબઇમાં અને ત્યાર પછી ફરીને ત્રીજી પરિષદ કરાંચીમાં મળી હતી. આ સૌ પરિષદોની પ્રવૃત્તિઓ અને પરિષદો પાછળ એક વ્યકિતની જવલંત તપશ્ચર્યા હતી અને એ વ્યકિત તે પ્રાતઃસ્મરણિય શ્રી નારાયણજી

Wrong
1st and 2nd at
Karachi, and
3rd at Mumbai

## અહેવાલ સમિતિના સભ્યો



શ્રી. ખીમજી કચરા પટેલ (મુંબઇ)



શ્રી. કરસન ભીમજી (ગાભુભાઈ) કલકત્તા



બેરિસ્ટર શ્રી. વિરેન્દ્રભાઇ પટેલ (મુંબઇ)



શ્રી. માવજી ધનજી પટેલ (મુંબઇ)



શ્રી. પચાણ શીવજી પટેલ (નાગપુર)

## સંમેલનને સફળતા અપાવનારા મુખ્ય યુવાન કાર્યકર્તાઓ
## સંમેલનની સફળતા જેમની સેવાને આભારી છે.



બંધારણ સમિતિના અધ્યક્ષ



**બેરિસ્ટર શ્રી. વિરેન્દ્રભાઇ પટેલ (મુંબઇ)**

જેમણે અથાગ પરિશ્રમ લઇ સમાજના બંધારણનું ઘડતર કર્યું, અને પરિષદને સફળ બનાવવામાં આવરત શ્રમ લીધો.

સંપર્ક સમિતિના અધ્યક્ષ



**શ્રી. કરસન ભીમજી (ગાભુભાઇ) કલકત્તા**

જેમણે રાત દિવસ જોયા સિવાય અથાગ પરિશ્રમ કરીને સંમેલનને સફળતા અપાવી

રામજી લીંબાણી. આપણી જ્ઞાતિની પ્રગતિનો પાયો નાખનાર શ્રી. નારાણજીભાઇ હતા. અજ્ઞાન અને અંધારામાં અટવાયલી આપણી જ્ઞાતિના શ્રી નારાણજીભાઈ જ્યોતિર્ધર હતા. જ્ઞાતિ ઉપર બની બેઠેલા મોટેરાઓની નાગચૂડમાંથી એમણે જ્ઞાતિને છોડાવી. શ્રી. નારાણજીભાઇને જ સર્વ પ્રથમ લાગ્યું કે આપણી જ્ઞાતિને સુધારવાની ને કેળવવાની જરૂરત પરિષદ જેવી યોજનાઓથી જ મહદ્ અંશે પાર પડી શકે. એ બધી પરિષદો એમની પ્રેરણા અને દોરવણી નીચે મળી હતી.

શ્રી. નારાણજીભાઇના સ્વર્ગવાસ પછી એ પ્રવૃતિ કંઇક મંદ પડતી હોય એવું લાગ્યું પરંતુ મંદ પડેલી પ્રવૃતિમાં ફરીને એક વખત જોમ અને જોશ પુર્યા આપણા બીજા અગ્રણી જ્ઞાતિ ભાઇઓએ. આમાંથી હું માત્ર બે નામોનો જ નિર્દેશ કરીશ: એક શ્રી. રતનશીભાઇ ખીમજી વીરાણીવાળા, જેમણે આ પરિષદો વચ્ચેના લાંબા ગાળા દરમ્યાન શ્રી. નારાણજીભાઇએ અધુરૂં મૂકેલું જ્ઞાતિનું કાર્ય આગળ ધપાવ્યું. એટલું જ માત્ર નહીં પણ કચ્છ, ગુજરાત અને અન્ય પ્રદેશોમાં વારંવાર પ્રવાસ કરીને સુધારાની મશાલ જલતી રાખી. આપણા કમનસીબે શ્રી. રતનશીભાઇ આજે અહીં હાજર નથી. તેઓશ્રીની નાદુરસ્ત તબિયતને લીધે તેઓ અહીં હાજર રહી શકયા નથી. પરંતુ મારી ચોકકસ ખાત્રી છે કે તેઓ દૂર મુંબઇમાં બેઠાં બેઠાંયે આપણી આ પરિષદ ઉપર આશિર્વાદ વરસાવી રહ્યા હશે. મારી પ્રભુને પ્રાર્થના છે કે શ્રી. રતનશીભાઇને તેઓ તંદૂરસ્તી અને દીર્ઘાયુ બક્ષે, અને જ્ઞાતિસેવાનું કામ તેઓ તેમની જુની ધગશ અને જોમથી કરતા થઇ જાય. બીજા ભાઇ જેમણે શ્રી. રતનશીભાઇને એમના કાર્યમાં સાથ આપ્યો તે આપણા શ્રી. નથુભાઇ નાનજી, તેઓ અહી હાજર છે એટલે એમના વિષે કંઇક કહેતાં હું ક્ષોભ અનુભવું છું. પરંતુ આ જ્ઞાતિની સેવા કરવામાં તેઓશ્રીએ એમનો પોતાનો કિંમતી ફાળો આપ્યો છે. અને તે માટે હું તેમને ધન્યવાદ આપું છું. આ વ્યકિતઓના નામનો નિર્દેશ કરીને હું બીજા ભાઇઓએ કરેલી સેવાઓનું મૂલ્યાંકન જરા પણ ઓછું કરવા નથી માગતો. જ્યારે આપણી જ્ઞાતિની સેવા કરનારા મહાનુભાવોની વાતો કરતા હોઇએ ત્યારે સ્વર્ગસ્થ પૂજ્ય શ્રી. ઓધવરામજી મહારાજને કેમ વીસરી શકીએ ? છેલ્લાં પચીસ ત્રીસ વરસોમાં તો ગુરૂદેવ ઓધવરામજી જ આપણી જ્ઞાતિના સુખ અને દુ:ખના સાથી રહ્યા છે. આપણે કરેલી નાની મોટી કલ્યાણકારી યોજનાઓના પ્રેરક તેઓશ્રી બન્યા છે. અને વખત આવ્યે આપણી ભૂલો તરફ બહુ મોડું ન થાય ત્યાર પહેલાં લાલ બત્તી પણ એમણે જ ધરી છે. પૂજ્ય શ્રી મહારાજશ્રીનો આત્મા અત્યારે પણ આપણી અત્યારની કાર્યવાહી ઉપર નિરિક્ષણ કરી રહ્યો હશે, અને આપણી જ્ઞાતિ ઉપર એમના અમૂલ્ય આશિર્વાદ વરસાવી રહ્યો હશે.

Ratanshi Khimji and Nathu Nanji

આપ સૌ જાણો છો તેમ અને આ બાબતોનો આ જ પ્રવૃતિમાં પડેલા ઘણા ભાઇઓને અંગત અનુભવ થયો છે તેમ, સમાજ સુધારાની વાતો કરવી સહેલી છે, વ્યકિતગત રીતે સુધારાઓ અપનાવવા સહેલા છે પરંતુ સામાન્ય રીતે માનવીનો સ્વભાવ રૂઢિચુસ્ત હોય છે, પરંપરાઓની જંજીરોમાં જકડાયલો હોય છે અને નવું માત્ર નવું હોવાના કારણે જ કરવું

જોઇએ એટલા માટે પોતાની જુની ઘરેડમાંથી નીકળતો નથી. વળી સામુદાયિક રીતે જ્ઞાતિની પ્રગતિનો જ્યારે આપણે સમગ્રપણે વિચાર કરીએ છીએ ત્યારે આ કામમાં રહેલી મુસ્કેલીઓ અને ભયસ્થાનોનો આપણને વિચાર કરવો પડે છે. ખૂબ જ ઝડપથી આગળ વધવાની આકાંક્ષા રાખતા સુધારકોને માટે આપણે લગામની વ્યવસ્થા કરવી પડે છે, અને જમાના સાથે કદમ ન મીલાવનારને માટે ચાબુકની જરૂરીયાત કયારેક ઉભી થાય છે. પરંતુ વ્યકિતની જેમ સમાજ પણ સ્થગિત રહી શકે નહીં. જમાનાની સાથે સમાજે પણ આગળ વધવું જ રહ્યું. સમાજ એટલે ઝડપથી સુધારણાની ઇચ્છા રાખતા અને જુની ઘરેડમાંથી નીકળવાની આનાકાની કરતા માનવીઓનો શંભુમેળો. આ સંઘને આપણે દ્વારકા પહોંચાડવાનો છે.

આ કામ મૂસ્કેલ અતિ મૂસ્કેલ છે. પરંતુ માનવી પ્રયત્ન કરે તો એને માટે કોઇ વાત અશકય નથી. તે છતાં આ કાર્ય ભગીરથ પ્રયત્નો માગી લે છે. આપ અહીં એકત્ર થયેલા જ્ઞાતિના પ્રતિનિધીઓની આ બાબત કસોટી રૂપ છે. અહીં આપે લીધેલા નિર્ણયો, જ્ઞાતિને પ્રગતિને પંથે જેટલી ઝડપે લઇ જશે તેટલી આપના પ્રયત્નોને સફળતા મળી છે એમ ગણાશે. આપના ઉપર આજે મહાન જવાબદારી આવી છે. અને મને સંપૂર્ણ શ્રધ્ધા અને વિશ્વાસ છે કે આપ સૌ એ જવાબદારીને સફળતાપૂર્વક પાર પાડશો.

ઘણા વખતથી આપણી જ્ઞાતિના રીત-રિવાજોનું બંધારણ નહિવત્ છે. સ્વાગત પ્રમુખે એમના પ્રવચનમાં કહ્યું તેમ આ દિશામાં ભૂતકાળમાં પ્રયત્નો થયા છે, પરંતુ આજે આપણને એ ધારા ધોરણોથી પુરેપુરો સંતોષ હોય એમ લાગતું નથી. જેથી બહુ મોટા ભાગના જ્ઞાતિ બંધુઓને સમગ્ર જ્ઞાતિ માટે એક આદર્શ બંધારણની જરૂર છે એમ લાગ્યા કર્યું છે. આજે અહીં આપણે એવું બંધારણ ઘડવા એકઠા થયા છીએ. આ બંધારણ એવું હોય કે જે, આજની પરિસ્થિતિને અનુરૂપ બની કચ્છ અને કચ્છ બહાર પથરાયલા આપણા જ્ઞાતિ બંધુઓ વચ્ચે સાંકળ રૂપ બની રહે. તથા આવી જુદી જુદી જગાઓએ વસતા આપણા જ્ઞાતિ ભાઇઓ માટે સામાજિક તહેવારોના સર્વમાન્ય અને સુસંગત નિયમો ઘડી કાઢે.

પરંતુ પરિષદ માત્ર આવું બંધારણ કરીને વિખરાઈ જાય તો હું નથી માનતો કે પરિષદે પોતાની ઉપયોગીતા અને યથાર્થતા પુરવાર કરી છે એમ માની શકાય. પરિષદ આજે તો કેટલાંય વરસો પછી મળી છે. અને આ બે પરિષદોની વચ્ચે તો જાણે પરિષદ અસ્તી-ત્વમાં જ ન હતી. મારી આપ સૌ સાથીઓને એટલી વિનંતિ છે કે આપણે આ પરિષદને કાયમી સ્વરૂપ આપવાનાં પગલાં લઇએ. અને એ દિશામાં શકય એવા પ્રયત્નો કરીએ, આજે એવી કેટલીએ સામાજિક અને અન્ય પ્રવૃતિઓ છે, જેમાં પરિષદને આપણે કેન્દ્ર સ્થાને મૂકી શકીએ. અને સૂર્યની આસપાસ બીજાં નક્ષત્રો ફરે છે તેમ આપણી પરિષદની આસપાસ એ પ્રવૃત્તિઓને ફરતી કરી દઇએ. આવી પ્રવૃતિઓની રૂપરેખા આપવાનું આ સ્થાન નથી અને મારી એવી ઇચ્છા પણ નથી. પરંતુ સૌને મારી એટલી વિનંતિ છે. કે મેં જે અહીં આ વિચાર-"પરિષદને કાયમી રૂપ આપવાનો

વિચાર"–મૂકયો છે તે તરફ આપનું લક્ષ કેન્દ્રીત કરજો અને જરૂર પડે અને યોગ્ય લાગે તો એ દિશાચાં પણ ચર્ચા, વિચારણા અને પ્રયાસો કરજો.

પરિષદમા પ્રમુખપદનું આ માન મને આપવા માટે હું આપ સૌનો આભારી છું. એ નિઃશંક છે કે આ પરિષદના પ્રમુખ માટે મારા કરતાંય ઘણી વધુ ઉંચી લાયકાતો ધરાવતા મહાનુભવો અહીં મોજુદ હોવા છતાં આપ સૌના માન અને પ્રેમની મારા પ્રત્યેની લાગણીના પુરાવા રૂપે મને આ માન આપ્યું છે. હું આપ સૌને એટલો વિશ્વાસ આપવા માગું છું કે મારી શકિત પ્રમાણે આ પરિષદની કાર્યવાહીનું હું તટસ્થ રીતે સંચાલન કરીશ અને મારી એ ફરજ બજાવવામાં આપ સૌનો સહકાર મળશે જ એવી મને દૃઢ શ્રદ્ધા છે."

પ્રમુખશ્રીનું પ્રવચન પૂરૂં થતાં ફરીને એક વખત તાળીઓના ગડગડાટ, હર્ષનાદો અને પરિષદ તથા આપણી કુળદેવી ઉમિયા માતાજીની જયઘોષથી સભામંડપ ગાજી ઉઠ્યો હતો.

પ્રમુખશ્રીના પ્રવચન બાદ આપણી જ્ઞાતિના યુવાન અને ઉત્સાહી કાર્યકર બેરિસ્ટર શ્રી વિરેન્દ્રભાઇએ પરિષદના ખુલ્લા અધિવેશનને સંબોધતાં જણાવ્યું કે "આપણી જ્ઞાતિની આ પરિષદ આપણી જ્ઞાતિની પ્રગતિનું એક સીમાચિહ્ન છે. આપણા સમાજમાં જ્ઞાતિના રીત–રિવાજો સબંધમાં પ્રવર્તતી પરિસ્થિતીને લીધે જ્ઞાતિજનોના અરસ પરસના વહેવારમાં અરાજકતા અને ઘર્ષણ ઉભાં થયાં છે, વિટંબણાઓ વધી છે, અને જ્ઞાતિહિત તથા ઐક્ય જોખમમાં આવી પડયાં છે. એટલે જમાનાને અનુરૂપ આર્થિક અને સામાજિક પ્રગતિને ધ્યાનમાં રાખી સર્વમાન્ય એવું જ્ઞાતિના રીત-રિવાજોનું બંધારણ ઘડવા માટે આ પરિષદ ભરવામાં આવી છે.

શ્રી વિરેન્દ્રભાઇએ પ્રતિનિધિ ભાઇઓને અનુરોધ કરતાં જણાવ્યું કે પરિષદ સમક્ષ ચર્ચવામાં આવનારા વિષયો અને ઠરાવો ઉપર પ્રતિનિધિઓ ખેલદીલીથી અને કોઇ પણ જાતની શરમ અગર સંકોચ તથા પૂર્વગ્રહ રહિત મંતવ્યો રજુ કરે અને એ રીતે મંજુર થયેલા ઠરાવોનો જ્યારે જ્યારે તેઓ સૌ પોત પોતાને સ્થળે પાછા ફરે ત્યારે ત્યારે તે ઠરાવોની સમજ આપે, પરિષદે માન્ય કરેલા ઠરાવોનો અમલ થાય એવો આગ્રહ રાખે અને તેમ થાય તેવા પ્રયાસોમાં કાર્યરત રહે."

શ્રી વિરેન્દ્રભાઇના ઉપરોક્ત પ્રાસંગિક પ્રવચન બાદ પ્રમુખશ્રીએ પરિષદના ખુલ્લા અધિવેશનમાં પ્રતિનિધિઓ સમક્ષ પહેલો ઠરાવ રજુ કરવાની અનુજ્ઞા આપી.

## ઠરાવ ૧ લો

### બંધારણ બનાવવા સંબંધે

"જ્ઞાતિના રીત–રિવાજોમાં હાલમાં પ્રવર્તતી ગેરવ્યવસ્થા અને અંધાધુંધી અટકાવવા તથા વર્તમાત સમયની આર્થિક અને સામાજિક પરિસ્થિતિને અનુરૂપ હોય એવું આપણી

જ્ઞાતિનું બંધારણ હોવું હોવું જરૂરી છે, એમ જણાતાં જ્ઞાતિના સર્વ ભાઇ બહેનોની આ પરિષદ આ બંધારણ બનાવે છે."

ઉપરોક્ત ઠરાવ રજુ કરતાં મુંબઇના કાર્યકર શ્રી. વિરેન્દ્ર શીવદાસે જણાવ્યું કે "આપણી જ્ઞાતિના ભાઇઓ આજે માત્ર કચ્છમાં જ નથી વસતા પરંતુ ગુજરાત, અને ભારતના અન્ય ભાગોમાં મોટી સંખ્યામાં લગભગ કાયમી વસવાટ કરીને રહે છે. આ ઉપરાંત સમસ્ત કચ્છમાં પણ જુદા જુદા પાંચાડામાં વસતા ભાઇઓમાં સમાજના બંધારણની બાબતમાં એક વાકયતા નથી જુદે જુદે ઠેકાણે જુદા જુદા નિયમો પાળવામાં આવે છે. આ પરિસ્થિતિ કોઇ પણ સંજોગોમાં ચલાવી શકાય એવી નથી. એટલે સમસ્ત ભારતભરમાં કચ્છી પાટીદારોને બંધનકર્તા હોય એવા જ્ઞાતિ રીતરિવાજોનું બંધારણ હોવું જરૂરી છે. અને એવું બંધારણ બનાવવા આપણે સૌ અહીં એકઠા થયા છીએ. આપણે જે બંધારણ બનાવવું છે તેમાં સૌથી અગત્યની વાત એ હોવી જોઇએ કે હરેક જ્ઞાતિજનને આર્થિક રીતે પરવડે અને દેખાદેખીને અવકાશ ન રહે. આપણાં ધારા-ધોરણો જો ઓછામાં ઓછા ખર્ચાળ આપણે બનાવશું તો તે સર્વમાન્ય બનશે. અને તેનો અમલ પણ થશે. સાથે સાથે આજના યુગને અનુરૂપ હોય એવા ફેરફારો પણ અપનાવવા જોઇશે. સરકાર જે સામાજિક સુધારાઓ કાયદાના નિયંત્રણોથી કરી રહી છે તેવા સામાજિક સુધારાને તથા આજના યુગને અનુરૂપ નિયંત્રણોને આપણે સ્વેચ્છાએ સ્વીકારવા જોઇશે. અને તેનું પ્રતિબિંબ આપણા જ્ઞાતિ રીત-રિવાજોના બંધારણમાં પડે તે આપણે જોવાનું રહેશે. એટલે આપણી આવી આકાંક્ષાઓને અભિવ્યક્ત કરતો મારો આ ઠરાવ આપ સૌ વધાવી લેશો એવી મારી આપ સૌને નમ્ર વિનંતિ છે."

શ્રી. વિરેન્દ્રભાઇએ રજુ કરેલા ઉપરોક્ત ઠરાવને ટેકો આપતાં શ્રી. ખીમજી નાગજી મથલવાલાએ જણાવ્યું કે "શ્રી. વિરેન્દ્રભાઇએ રજુ કરેલો ઠરાવ એ આ પરિષદમાં ઉપસ્થિત થયેલા આપણા સૌના મનોરથોનું પ્રતિક છે. આ પરિષદમાં આટલી મોટી સંખ્યામાં આપણે એકત્ર થયા છીએ તેનું એક માત્ર કારણ એ છે કે આપણને સૌને આજે સૌથી મોટી જરૂરત જણાતી હોય તો તે આપણી જ્ઞાતિના રીતે-રિવાજોના સર્વમાન્ય બંધારણની છે. જેથી કરીને જ્ઞાતિમાં સમયે કસમયે નજીવી બાબતોને કારણે થતા કજીયા કંકાસ અને મનદુઃખ ઓછાં થાય. મને આશા છે કે આપ સૌ ઉપરોક્ત ઠરાવને સર્વાનુમતે વધાવી લેશો."

પ્રમુખશ્રીએ આ ઠરાવ ઉપર કોઇપણ પ્રતિનિધિ ભાઇને બોલવું હોય તો તેમ કરવાની છૂટ આપી હતી. પરંતુ કોઇપણ પ્રતિનિધિ ભાઇ ન બોલતાં મતદાન માટે પ્રતિનિધિઓ સમક્ષ રજુ કરતાં સર્વાનુમતે મંજુર કરવામાં આવતાં પ્રમુખશ્રીએ એ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૨ જો

### બોલામણાં સબંધે

"બાળકના જન્મ પછી બોલાવવાના પ્રસંગે બાળકની માતાના સગાભાઇ તથા કાકાઇ

ભાઈઓએ જ માત્ર જવાનું રહેશે. અન્ય કોઈએ જવાનું નહીં. અને આવા પ્રસંગે એક ટાણુંથી વધુ કોઈએ રોકાવું નહીં."

પરિષદ સમક્ષ ઉપરોકત ઠરાવ રજુ કરતાં કચ્છના જાણીતા આગેવાન શ્રી નથુભાઈ નાનજીએ જણાવ્યું કે "બાળકનો જન્મ એ અલબત બહુ ખુશાલીનો પ્રસંગ છે, અને નવી બનેલી માતાનાં સગાંઓ એ પ્રસંગે ખુશાલી વ્યકત કરવા જાય તેમાં કંઈ ખોટું નથી, પરંતુ આજ કાલ આ બાબતમાં અતિરેક થતો હોય એવું જોવામાં આવે છે. બાઈનાં દૂર દૂરનાં સગાંઓ પણ ખુશાલી વ્યકત કરવા નિમિત્તે બાઈને આંગણે ઉતરી પડે છે. અને આમ અતિ સાદાઈથી ઉજવી શકાય એવો પ્રસંગ ખૂબ જ ખર્ચાળ થઈ પડયો છે. એટલે બાળકના જન્મ પ્રસંગે બાળકની માતાના સગાભાઈ અને કાકાઈ ભાઈઓનાં કુટુંબીઓ સિવાય કોઈપણ દૂરનાં સગાંઓએ બાઈને ત્યાં બાળકની જન્મ ખુશાલી પ્રસંગે ન જવું એવું ઠરાવતું તાત્પર્ય સમજાવ્યું, અને વધુમાં જણાવ્યું કે આપણા રીત–રિવાજોમાં જે સાદાઈ અને ઓછા ખર્ચવાળું ધ્યેય આપણે અપનાવ્યું છે, તેને સર્વથા અનુરૂપ મારો આ ઠરાવ આપ સૌ સ્વીકારશો એવી આપ સૌને મારી અભ્યર્થના."

ઉપરોકત ઠરાવને ટેકો આપતાં શ્રી ભાણજી દેવશી ટોડીયાવાળાએ જણાવ્યું કે "શ્રી. નથુભાઈએ રજુ કરેલ ઠરાવને હું મારો હાર્દિક ટેકો આપું છું. આપ સૌ જાણો છો તેમ આજ કાલ આ બોલામણાંનો પ્રસંગ જાણે લગ્નથીએ વધુ મહત્વનો બની ગયો છે. લગ્નમાં ન જતાં હોય એટલાં સગાં સંબંધી બાળકને બોલાવવા નિમિત્તે બાઈને ત્યાં ઉતરી પડે છે. અને નિયાણીને નાહકની ખોટા ખર્ચામાં ઉતારે છે. ઠરાવમાં જણાવ્યાં પ્રમાણે નિકટનાં સગાં સિવાય બાઈને ત્યાં બોલામણાંના બહાનાં નીચે કોઈએ જવું નહીં. મને ખાત્રી છે કે આપ સૌ આ ઠરાવને બહાલી આપશો."

આ ઠરાવ ઉપર અન્ય કોઈ પ્રતિનિધિ બોલવા ન ઉઠતાં પ્રમુખશ્રીએ આ ઠરાવને પ્રતિનિધિઓ સમક્ષ મતદાન માટે રજુ કરતાં તે સર્વાનુમતે મંજુર કરવામાં આવ્યો. જેથી પ્રમુખશ્રીએ સદરહુ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૩ જો

### વિયાતર આપવા સંબંધે

"દીકરીને પહેલું બાળક જન્મે ત્યારે તે નિમિત્તે વિયાતર (પછેડો) આપવા માટે દીકરીને પોતાને ઘરે બોલાવીને આપવું. વિયાતર આપવા માટે દીકરીના સાસરાંને ઘરે જવું નહીં."

ઉપરોકત ઠરાવ શ્રી. શીવજી રાજા વેલાણી દુર્ગાપુર વાળાએ પરિષદ સમક્ષ રજુ કરતાં જણાવ્યું કે "દીકરીને વિયાતર આપવાનો જે રિવાજ છે, તેમાં ખાસ વાંધો લેવા જેવું નથી, કારણ કે દીકરીના મા–બાપને મન એ ખુશાલીનો પ્રસંગ

છે. પરંતુ હાલમાં જે રીતે એ રિવાજ પળાઇ રહ્યો છે; તે રીત સામે ખૂબ જ અણગમો દેખાઇ આવે છે. વિયાતર આપવા જનારા માટે એ કદાચ ખુશીનો પ્રસંગ હશે. પરતું દીકરી માટે વિયાતરનો પ્રસંગ હવે ખુશીનો પ્રસંગ રહ્યો નથી. વાત એટલી વણસી ગઇ છે કે આ પ્રસંગને હવે તો કહેવતમાં ફેરવી નાખવામાં આવ્યો છે, અને લોકો છડે ચોક વિયાતરને માટે "દઇ આવ્યા સાડલો અને ખાઇ આવ્યા વાડલો"ની કહેવત વાપરે છે. કહેવાનો મતલબ એટલો જ કે આવા પ્રસંગે આપણે દીકરીને આપીએ છીએ તે કરતાં એ પ્રસંગ નિમિ-તે દીકરીને વધુ ખર્ચમાં ઉતારીએ છીએ. આ વાત બિલકુલ વ્યાજબી નથી. અને આ પરિસ્થિતિનો આપણે જો ઉપરોકત ઠરાવ મંજુર કરશું તો જ અંત આવશે. મારી આપ સૌને વિનંતિ છે કે મારા આ ઠરાવને આપની મંજુરી મળી રહેશે."

ઉપરોકત ઠરાવને ટેકો આપતાં શ્રી. વાલજી જસરાજ નાગપુરવાળાએ જણાવ્યું કે "શ્રી. શીવજીભાઇએ રજુ કરેલા ઠરાવને હું હાર્દિક ટેકો આપું છું. દીકરીને વિયાતર દેવું એ ખરેખર ખુશીનો પ્રસંગ છે પણ એ ખુશી દીકરીને આપણે ઘેર બોલાવીને વ્યકત કરી શકાય છે અને દીકરીને એ પ્રસંગે થતા ખર્ચામાંથી બચાવી શકાય છે. એ ખુશાલી દેખાડવા માટે દીકરીને ઘેરે કટક લઇ જવું તદ્દન બીનજરૂરી છે. એટલે દીકરીને ખોટા ખર્ચામાંથી બચાવવી હોય તો આ ઠરાવને આપ સૌ મંજુર રાખશો, એવી આપને મારી વિનંતિ છે."

આ ઠરાવને પ્રતિનિધિઓએ મંજુર કરતાં, પ્રમુખશ્રીએ આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૪ થો

### સગપણ કરવા સંબંધે

"(अ) બાળકોનાં તદ્દન નાની વયે સગપણ કરવાં નહીં. સગપણ કરવા માટે વય મર્યાદા નીચે મુજબ રહેશે.

(૧) છોકરાની વય ઓછામાં ઓછી પુરાં ૧૪ વર્ષ, અને

(૨) છોકરીની વય ઓછામાં ઓછી પુરાં ૧૦ વર્ષ.

(ब) સગપણ કરતી વખતે દીકરાના માવિત્રોએ નીચેની વસ્તુઓ આપવી.

(૧) સોપારી નંગ ૧ (૨) ટોપરાં નંગ ૨

(૩) ગોળ શેર–૧૧ (૪) રૂપીયો ૧] રોકડો

ઉપર જણાવ્યા સિવાય સગપણ કરતી વખતે પૈસાની કે બીજી કોઇ પણ વસ્તુની લેતી દેતી કરવી નહીં.

(क) સામસામે સગપણ કરવાં નહીં."

ઉપરોક્ત ઠરાવ રજુ કરતાં શ્રી. ખીમજી કચરા મુંબઇવાળાએ જણાવ્યું હતું કે "આપણા સમાજમાં સગપણ કરતાં લગ્ન જ એક વધુ મહત્વની બાબત છે. પણ બીજા બધા પ્રસંગો સગપણ કરતાં ઓછા મહત્વના છે. એટલે જ આપણા સમાજમાં ઘૂસ્સી ગયેલી બાળલગ્નની પ્રથાનો આપણા સમાજસુધારકોએ જબ્બર વિરોધ કર્યો છે. એક જમાનામાં કદાચ બાળલગ્નની પ્રથાને જરૂરી માનવામાં આવી હશે, પરંતુ આજના જમાનાને એ તદ્દન અસ્વીકાર્ય છે. સરકારી કાયદા પ્રમાણે બાળલગ્નો બંધ કરવામાં આવ્યાં છે. એટલે હવે નાનપણમાં સગપણ કરી ખોટી આફતો અને મુશ્કેલીઓ વહોરી લેવાનો વખત ચાલ્યો ગયો છે.

આ ઉપરાંત બાળપણમાં કરેલાં સગપણોને લીધે વેવાઇઓમાં ઝીણી બાબતોમાં કલેશ પણ કયારેક થાય છે અને મોટપણે એમાંથી કજીઆ ઉભાં થવાના પણ અનેક દાખલાઓ મોજુદ છે. નાની વયે થતાં સગપણ અને લગ્નો આજ કાલ જ્ઞાતિમાં દેખાતા છુટાછેડાના બનાવો માટે વિશેષ કરીને જવાબદાર છે. આ બધી મુશીબતોમાંથી બચવાનો એક માત્ર ઉપાય મોટી ઉંમરે સગપણ કરવાં એ જ છે.

હું જાણું છું કે ઠરાવમાં જે વયમર્યાદા નિરધારીત કરવામાં આવી છે તે બાબત ઘણા મતભેદોને અવકાશ છે. વિષય વિચારણી સમિતિમાં પણ આ વયમર્યાદા ઉપર સારી એવી ટપાટપી ચાલી હતી. પરંતુ જ્યારે કાયદા પ્રમાણે તો હવે છોકરાનાં ૧૮ વર્ષ પહેલાં અને છોકરીનાં ૧૬ વર્ષ પહેલાં લગ્ન જ નથી કરી શકતા ત્યારે બાળપણમાં સગપણ કરવાનો શો અર્થ છે ? સગપણ અને લગ્ન વચ્ચેનું અંતર તો જેટલું ઓછું હોય તેટલું સારૂં. હું એ પણ જાણું છું કે કેટલાક જુનવાણી માનસ ધરાવતા ભાઇઓને આ ઠરાવમાં જણાવેલી વય-મર્યાદા પણ બહુ મોટી લાગશે, જ્યારે મારા સુધારક યુવાન મિત્રોને આ વયમર્યાદા ઘણી નાની લાગશે. પરંતુ આપણે એ વાત ન ભૂલવી જોઇએ કે આપણે જ્ઞાતિને સર્વમાન્ય હોય એવું બંધારણ ઘડવા અહીં એકત્ર થયા છીએ. અમુક વ્યકિતઓના ગમા અણગમાને આવી બાબતોમાં બીલકુલ મહત્વ આપવું જોઇએ નહીં. પરંતુ ઝાઝા ભાગના ભાઇઓને જે માન્ય હોય અને જે પાળી શકાય; એવી મર્યાદા આપણે અપનાવવી જોઇએ. અને મારૂં એવું નમ્ર મંતવ્ય છે કે ઠરાવમાં જણાવેલી વયમર્યાદા બહુ મોટી સંખ્યાના ભાઇઓને માન્ય હશે. અંતમાં આપ સૌને વિનંતિ છે કે આ ઠરાવ મંજુર કરી જ્ઞાતિ પ્રગતિની દિશામાં આપણે આગળ વધીએ."

શ્રી. ખીમજીભાઇએ રજુ કરેલા ઉપરોક્ત ઠરાવને અનુમોદન આપતાં જ્ઞાતિના વયોવૃધ્ધ અગ્રેસર શ્રી. શીવદાસ મનજી ટોડીયાવાળાએ જણાવ્યું હતું કે "શ્રી. ખીમજીભાઇએ રજુ કરેલા ઠરાવ ઉપર વિષય વિચારણી સમિતિમાં સારી એવી ચર્ચા થઈ હતી. હું મારા અનુભવથી કહી શકું છું કે આ ઠરાવમાં જણાયેલી વયમર્યાદા સામે કોઇ પણ સમજદાર માણસ વાંધો લઇ શકે જ નહીં, મારી એવી દૃઢ માન્યતા છે કે આ ઠરાવમાં જણાવેલી વય-

મર્યાદા પછી સગપણ કરવામાં સમસ્ત જ્ઞાતિનું એને ખાસ કરીને ગરીબ ભાઇઓનું તો હિત જ થવાનું છે. મારી આપ સૌને વિનંતિ છે કે આ ઠરાવને આપ સૌ મંજુર કરશો."

ઉપરોકત ઠરાવ ઉપર માત્ર વયમર્યાદા પુરતો જ સુધારો શ્રી. શીવગણ સેંધાભાઇ દેવશી કલ્યાણપર વાળાએ રજુ કર્યો હતો. તેઓશ્રીએ સગપણ વખતની છોકરાની વય ૭ વર્ષની અને છોકરીની વય ૫ વર્ષની ઓછામાં ઓછી હોવી જોઇએ એવો સુધારો રજુ કરતાં જણાવ્યું હતું કે મારા સુધારક ભાઇઓ એમના ઉત્સાહમાં એક વાત ન ભૂલી જાય કે આજે પણ આપણે ઘોડીયામાં સૂતેલાં બાળકોનાં સગપણ કરીએ છીએ. ઘણા જ્ઞાતિભાઇઓને મન ઠરાવમાં સૂચવેલી વયમર્યાદા એક ક્રાંતી જેવી લાગશે. હું સુધારાનો વિરોધી નથી, પરંતુ ધીમી ગતિએ પણ ચોકકસ થાય એવા સુધારામાં માનું છું. મારો એવો વિશ્વાસ છે કે મારા સુધારામાં જણાવેલી વયમર્યાદા ચાલુ પરિસ્થિતિથી ઘણી આગળ જાય છે. અને એ વય-મર્યાદા ઘણા ભાઇઓને માન્ય થશે. એને પાળી શકશે. જ્યારે મૂળ ઠરાવની વયમર્યાદાનું પાલન થઇ શકશે એ બાબત મને શંકા રહે છે. તો મારી આપ ભાઇઓને વિનંતિ છે કે મારો આ સુધારો સ્વીકારશો, અને એને મૂળ ઠરાવમાં આમેજ કરશો."

શ્રી. શીવગણભાઇના ઉપરોકત સુધારાને ટેકો આપતાં શ્રી. હંસરાજભાઇએ જણાવ્યું કે "જો મૂળ ઠરાવનો સ્વીકાર કરવામાં આવશે તો ઘણા ગરીબ ભાઇઓને એમની દીકરીઓને માટે સગપણ મોડાં થશે તો દાગીના પણ મોડા મળશે, એ કારણે તકલીફ ભોગવવી પડશે. અને દીકરીનું સગપણ ન કરવાથી એ દીકરીના ગરીબ બાપને દીકરાના દાગીના ઘડાવવામાં ખર્ચ કરવું પડશે. પણ સગ પણની વયમર્યાદા સુધારામાં જણાવ્યા મુજબ રાખવામાં આવશે તો આવો સવાલ ઉભો નહીં થાય માટે પ્રતિનિધિભાઇઓને મારી વિનંતિ છે કે શ્રી. શીવગણભાઇએ રજુ કરેલા સુધારાને માન્ય રાખશો."

ઉપરોક્ત શ્રી. શીવગણભાઇએ રજુ કરેલા સુધારાનો વિરોધ કરતાં અને મૂળ ઠરાવનું અનુમોદન કરતાં શ્રી. વિરેન્દ્રભાઈ મુંબઇવાળાએ જણાવ્યું કે "સગપણો કરવાની ઉમર વિષે જ્યારે આપણે વિચાર કરતા હોઇએ ત્યારે છોકરા છોકરીઓના ભવિષ્યનો વિચાર પણ આપણે કરવો જોઇએ. અને નહી કે વેવાઇ પાસેથી આપણી દીકરીને મળવાના દાગીનાનો, આપણે એ વસ્તુ કેમ ભૂલી જઇએ કે નાની વયમાં સગપણ કરવાથી જેમ આપણી દીકરીને દાગીના મળશે. તેમ આપણા દીકરાની વહુને આપણે પણ વહેલા દાગીના આપવા પડશે. આવા સંજોગોમાં દીકરાના ગરીબ બાપને શું મુશ્કેલી નહીં પડે ? એક બીજી અગત્યની વાત એ છે કે આજના જમાનામાં પણ આપણે સગપણની જે વયમર્યાદા મૂળ ઠરાવમાં મુકીએ છીએ તે પણ અતિ નાની છે, અને તેને માટે આપણને શરમ થવી જોઇએ. આવી પરિસ્થિ-તિમાં પણ મૂળ ઠરાવથીએ ઓછી વયમર્યાદાનો સુધારો મૂકનાર ભાઈઓ પોતે જે સાચું માને છે તેને માટે તેઓ જાણે છે કે તેમના મતનો અતિ ઉગ્ર વિરોધ થનાર છે, તે છતાં પણ તેમણે આ સુધારો મૂકીને એમની નૈતિક હિંમત દાખવી છે, તે બદલ તેઓ આપણા માન અને અભિનંદનના અધિકારી છે. આમ છતાં આપણે સૌએ મૂળ ઠરાવને જ પસાર

**શ્રી. રામજી નારાયણ (નાગપુર)**



મંડપ સમિતિના અધ્યક્ષ તરીકે જેમણે આલીશાન મંડપ ઉભો કર્યો અને સજાવ્યો.

**શ્રી. પચાણ શીવજી (નાગપુર)**



સ્વયંસેવક સમિતિના અધ્યક્ષ. જેમના ભગીરથ પ્રયત્નો સંમેલનને સફળ બનાવવાને આભારી છે.

**શ્રીમતી લક્ષ્મીબેન પટેલ (નેત્રા)**




સ્વયંસેવિકાઓના સરદાર આપણી જ્ઞાતિનાં સર્વ પ્રથમ મેટ્રીક મહીલા

**સ્વ. કરસનભાઇ ખિમજીભાઇ પટેલ**

અમદાવાદ



અમદાવાદ ખાતે શ્રી કરસનભાઇના અકાળ અવસાનની નોંધ લેતાં અમને અતિ દુઃખ થાય છે સ્વર્ગસ્થ કરસનભાઇ સમાજ કારોબારીના સભ્ય હતા તથા અમદાવાદ ખાતે આપણી જ્ઞાતિના એક ઉત્સાહી કાર્યકર હતા પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

# માનદ્ ઓડીટરો



શ્રી. કાનજી ભીમજી (મદ્રાસ)

"જાગૃતિ" માસિકના સંપાદક



શ્રી. લાલજી ભાણજી (પુના)

"જાગૃતિ" માસિકના તંત્રી



શ્રી. નાનજીભાઇ કાનજી (ગુજરાત)



શ્રી. દેવસીભાઈ આર. પટેલ (ગુજરાત)

કરવો જોઇએ. એવું મારું નમ્રપણે આપ સૌને નિવેદન છે."

ત્યાર બાદ શ્રી. માવજી ધનજી મુંબઇવાળાએ પણ મૂળ ઠરાવનું સમર્થન કર્યું હતું અને સૂચિત સુધારાનો વિરોધ કરી મૂળ ઠરાવને પસાર કરવા પ્રતિનિધિ ભાઇઓને વિનંતિ કરી હતી.

છેવટે સુધારા ઉપર મત લેવાતાં સર્વાનુમતે સુધારો નામંજુર થયો હતો અને મૂળ ઠરાવ વીનાવિરોધે મંજુર રાખવામાં આવ્યો હતો. જેથી પ્રમુખશ્રીએ મૂળ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૫ મો

### સગાઇ (ટીલાં) સંબંધ

"સગાઇ (ટીલાં) પ્રસંગ વખતે દીકરાના માવિત્રોએ નીચેની વસ્તુઓ લઇ જવી.

૧. ઓઢણી નંગ ૧. સુતરાઉ વાર ૩ ની.

૨. ગોળ શેર ૧I.

૩. રૂપીયા ૪–૨૫ ન.પૈ. રોકડા.

૪. ચાંદીનો હાર ૧.

૫. પગનાં સાંકળાં જોડી ૧.

૬. નાકની સળી હેમની, નંગ–૧.

આ પ્રસંગે બે જણે જવું અને બે ટાણાંથી વધારે રોકાવું નહીં."

આ ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરતાં શ્રી. હરીભાઇ રામજી મથલવાળાએ જણાવ્યું કે "આજ કાલ આપણી જ્ઞાતિ આર્થિક રીતે આબાદ બની છે, ખેડુત અને બીનખેડુત એમ બધા જ્ઞાતિભાઇઓની સ્થિતિ સારી છે. આ પરિસ્થિતિ આમ તો આપણને આનંદ ઉપજાવે તેવી છે. પરંતુ સાધન સંપન્ન ભાઇઓ સારા નરસા પ્રસંગે પોતાની શ્રિમંતાઇનું પ્રદર્શન કરવામાં એક પ્રકારનું ગૌરવ સમજે છે. આને લીધે સમાજના ગરીબ ભાઇઓને પોતાને ન પોસાતું હોય છતાં પણ દેખાદેખી અને શરમાશરમીએ ખોટા ખર્ચામાં ઉતરવું પડે છે. અને આમ એક જાતની અયોગ્ય હરિફાઇ ઉભી થાય છે. સગપણ જેવા સાદા પ્રસંગે આવા ભાઇઓ કિંમતી દાગીના અને કિંમતી વસ્ત્રોની પહેરામણી કરે છે જે આપણા મૂળ રીત–રિવાજથી તદ્દન ઉલટું જ છે. તો મારી આપ પ્રતિનિધિ ભાઇઓને વિનંતિ છે કે મારો આ ઠરાવ કે જેમાં આજના યુગને અને જ્ઞાતિના તમામ ભાઇઓને

પોસાઈ શકે એવી સાદાઈની જોગવાઈ કરવામાં આવી છે, તેને આપ મંજુર રાખશો. મારા આ ઠરાવમાં જે જણાવવામાં આવ્યું છે કે માત્ર બે જણે જ જવું અને બે ટાણાંથી વધારે રોકાવું નહીં. તેનો એક માત્ર ઉદ્દેશ સાદાઈના પ્રસંગને અતિ સસ્તી રીતે પતાવવાનો જ છે."

ઉપરોક્ત ઠરાવનું અનુમોદન કરતાં શ્રી. કરમશી ખેતા નાગલપુરવાળાએ કહ્યું કે "સગાઈ સંબંધેના આ ઠરાવને હું મારો ટેકો આપું છું. આ ઠરાવથી આપણે, પોતાની શ્રીમંતાઈનું પ્રદર્શન કરવાનો મોકો હાથમાંથી જતો રહેશે, એવા થોડાક ભાઈઓનો વિરોધ સહન કરવો પડશે, પરંતુ આપણા ઝાઝા ભાગના જ્ઞાતિજનો તો આ ઠરાવને જરૂર આવકારશે, એમ હું મારા જાત અનુભવથી ખાત્રી પૂર્વક કહી શકું છું, જેથી આ ઠરાવને પાસ કરશો એવી આપ સૌને મારી વિનંતિ છે.

આ ઠરાવ ઉપર બીજા કોઈને બોલવાનું ન જણાતાં, પ્રમુખશ્રીએ મતદાન માટે પ્રતિનિધિઓ સમક્ષ રજુ કર્યો હતો. પ્રતિનિધિઓએ આ ઠરાવને સર્વાનુમતે મંજુર રાખ્યો હતો. જેથી આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો પ્રમુખશ્રીએ જાહેર કર્યો હતો.

## ઠરાવ ૬ઠ્ઠો

### તહેવારોના લાગા સબંધે

"સગપણ થયા બાદ આવતા તહેવારોએ લાગો (સપેતરૂં) નીચે મુજબ મોકલવાનો રહેશે :

સગપણ થયા પછીના પહેલા તહેવારે દીકરાના માવિત્રોએ રૂા. ૧) એક તથા ત્યાર પછીના તહેવારોએ રૂપીયો ૦–૫૦ ન. પૈ. (અર્ધો રૂપીયો) દીકરાની વહુને મોકલવો. તેની વળતરમાં દીકરીનાં માવિત્રોએ રૂા. ૦–૧૦ ન. પૈ. (દસ નવા પૈસા) આપવા.

નોંધ–ઉપર જણાવ્યા મુજબ લાગા (સપેતરૂં) દિવાળી, હોળી અને જન્માષ્ટમીના તહેવારો એ જ મોકલવા."

ઉપરોક્ત ઠરાવ રજુ કરતાં શ્રી. પુંજાભાઈ ખેતસી જનકપુર (ગ્વાલિયર) વાળાએ જણાવ્યુ કે "આ પરિષદ દ્વારા આપણે જે રીત-રિવાજોનું બંધારણ બનાવવા માગીએ છીએ તેનો મુખ્ય ઉદ્દેશ ઓછા ખર્ચે અને સાદાઈથી સમાજના બધા લોકો અપનાવી શકે તે છે, અને એ જ ઉદ્દેશથી લાગા સંબંધેનો આ ઠરાવ ઓછા ખર્ચે વહેવાર સાચવી શકાય તેવો છે. જો આપ સૌ પ્રતિનિધિ ભાઈઓ મંજુર કરી તેને અમલમાં મુકવા પ્રયત્નો કરશો તો સમસ્ત જ્ઞાતિ માટે તે હિતકારક નિવડશે એમ હું આપ સૌ મિત્રો સમક્ષ નમ્રપણે કહી શકું તેમ છું."

ઉપરોક્ત ઠરાવને ટેકો આપતાં શ્રી વાલજી હીરજી મુખી ભડલીવાળાએ જણાવ્યું હતું કે આ ઠરાવનો મુખ્ય હેતુ ઝીણી ઝીણી બાબતોમાં વેવાણો વચ્ચે ખાસ કરીને થતા ઝઘડાઓ ટાળવાનો છે. એટલે જ આ ઠરાવથી આપણે દિવાળી, હોળી અને જન્માષ્ટમીના માત્ર ત્રણ તહેવારો

ઉપર જ લાગા મોકલવાના રહેશે. અને તે પણ બધાંને પોસાઇ શકે એવા નાની રકમના રાખવામાં આવ્યા છે. મને વિશ્વાસ છે કે જો આ ઠરાવ આપણે મંજુર રાખશું તો વિના કારણ થતું ઘર્ષણ અને મનદુ:ખ નિવારી શકાસે."

ત્યાર બાદ આ ઠરાવ ઉપર કોઈ ન બોલતાં તે મતદાન માટે પ્રતિનિધિઓ સમક્ષ રજુ કરવામાં આવ્યો જેને પ્રતિનિધિઓએ સર્વાનુમતે મંજુર કર્યો. જેથી પ્રમુખશ્રીએ આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૭મો

### લગ્ન લખવા સંબંધે

"લગ્ન લખતી વખતે કન્યાપક્ષે લગ્નના પુડામાં રૂા. ૧ા સવા મુકવાનો રહેશે.

લગ્ન વધાવતી વખતે વરપક્ષે રૂા. ૧ા સવા આપીને લગ્ન વધાવવાનું રહેશે.

લગ્ન વધાવવા લઇ જવા માટે કન્યાપક્ષ તરફથી બે માણસોએ જવું અને તેઓને વરપક્ષે ટાણાં બે જમાડવાનું રહેશે.

ઉપરોકત ઠરાવ રજુ કરતાં શ્રી. વિશ્રામ કાનજી હૈદ્રાબાદવાળાએ જણાવ્યું કે "આ ઠરાવમાં જણાવ્યા મુજબ અત્યારે પણ લગભગ વર્તવામાં આવે છે. તેમ છતાં આ પ્રસંગ અંગેનો નિયમ ન હોય તો તેમાં પણ કયારેક વધઘટ થવાનો સંભવ રહે છે. જેથી આપણી જ્ઞાતિના લોકો ગમે ત્યાં વસતા હોય તો પણ જમાડવાની બાબતમાં કે એવી બીજી બાબતોમાં બધી જગાએ એક સરખું ધોરણ આ ઠરાવથી રાખી શકાશે. જેથી આ ઠરાવને આપ સૌ ભાઇઓ માન્ય રાખશો એવી મારી વિનંતિ છે."

આ ઠરાવને અનુમોદન આપતાં શ્રી. પેથાભાઇ મેઘજી માંડવીવાળાએ જણાવ્યું કે "શ્રી. વિશ્રામભાઇએ રજુ કરેલા ઠરાવને હું હાર્દિક ટેકો આપું છું. આ ઠરાવથી કોઇ મોટો ફેરફાર થતો નથી, છતાં તે દ્વારા એકવાકયતા સાધી શકાય છે. જુદી જુદી સ્થિતિના જ્ઞાતિભાઇઓ સૌ આ રિવાજને પણ એક જ રીતે અપનાવે એ આ ઠરાવનો હેતુ છે. તો આ ઠરાવને મંજુર કરવા આપ સૌ પ્રતિનિધિઓને હું વિનંતિ કરૂં છું."

આ ઠરાવ પર અન્ય કોઇ પ્રતિનિધીઓને બોલાવા જેવું ન જણાતાં તે મતદાન માટે રજુ કરવામાં આવ્યો હતો. જેને સર્વાનુમતે મંજુર કરવામાં આવતાં, પ્રમુખશ્રીએ આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૮મો

### લગ્ન (વિવાહ) સંબંધે

૧. વર અને અણવર સિવાય જાનમાં ૨૫) પચીસ માણસોએ જવું અને કન્યા પક્ષે

જાનને બે ટાણાં જમાડવી.

૨. આ પ્રસંગે વર પક્ષે લાગા તરીકે નીચે મુજબ આપવાનું રહેશે.

(૧) વાયણુંના રૂા. ૨૦૧ વીસ.

(૨) કોગળા કરાવવાનો રૂા. ૧) એક.

(૩) પોંખવાનો રૂા. ૧) એક.

(૪) પડલાનાં કપડાં પહેરીને પગે લાગવાનો નવ વધૂને રૂા. ૧) એક.

(૫) ધર્માદાનો રૂા. ૧) એક.

(૬) મંદિરના ધર્માદા લાગાના રૂા. ૫-૨૫ સવાપાંચ.

(૭) લગ્ન વિધિ કરાવવાના બ્રાહ્મણને દક્ષિણાના રૂા. ૫) (પાંચ) વરપક્ષ તરફથી તથા રૂા. ૨-૫૦ (અઢી) કન્યા પક્ષ તરફથી આપવા.

૩. તદુપરાંત લગ્ન પ્રસંગે નીચેની વસ્તુઓની લેવડ દેવડ કરવાની રહેશે.

(અ) વરપક્ષ તરફથી કન્યાપક્ષને આપવાના નીચે મુજબ :

(૧) ખરખરી નંગ ૧

(૨) કપડાં સુતરાઉ નંગ ૩ (સાડી, પોલકું અને ઘાઘરો)

(૩) પડલાંમાં કાંકણુ મઢેલું નંગ ૧

(૪) સાકર અથવા ગોળ શેર-૧। (સવા)

(બ) કન્યાપક્ષ તરફથી વરપક્ષને આપવાના નીચે મુજબ :

(૧) જમાઇ માટે પાટલુન, ખમીસ, ટોપી અને પછેડી નંગ એક એક સુતરાઉ.

(૨) થાળી નંગ ૧ અને વાટકો નંગ ૧

(૩) કન્યાના સાસરાને ઝભ્ભો ને ધોતીઉં એક એક, સાસુને સાડલો ને પોલકું, કાકાજી સસરા, જેઠ અને દીયરને પછેડી એક એક, અને કાકીજી સાસુઓ જેઠાણીઓ તથા નણંદોને પોલકું એક એક આપવું.

૪. લગ્નની ચોરી બાંધવા માટે પ્રજાપતી પાસેથી જે વાસણો લેવાય તેના ખર્ચના બંને પક્ષે અર્ધા અર્ધા આપવાનાં રહેશે, અને તે વાસણો બંને પક્ષે અર્ધાં અર્ધ વહેંચી લેવાના રહેશે.

૫. લગ્ન થઇ ગયા બાદ કન્યા, વરના ઉતારે જાય ત્યારે નવવધૂનો ખોળો ભરવામાં વરપક્ષ તરફથી સીંગદાણા શેર બે આપવાના રહેશે. (ત્યાં કોઇપણ જાતનો પરસાદ વહેંચવો નહીં)

૬. માંડવો વરસાવવાના લાગાનો ફઇબાને રૂા. ૧) એક આપવો.

ઉપરોકત ઠરાવ શ્રી. પ્રેમજી પુંજાભાઇ વિથોણવાળાએ રજુ કરતાં જણાવ્યું કે "આપણે આ પરિષદમાં જ્ઞાતિના જે રીત-રિવાજોના ધારાધોરણ બનાવીએ છીએ તેમાં આપણે એક ધ્યેય તો સ્વીકાર્યું જ છે અને તે એ કે આપણા કોઇ પણ શુભ પ્રસંગો સાદાઇથી અને ઓછામાં ઓછા ખર્ચથી પતાવવા. લગ્ન એ અતિ ઉજળો અવસર છે. આપણે લગ્નની પાછળ જે પૈસાનો ધુમાડો કરીએ છીએ, તે આપણે અપનાવેલા સાદાઇના ધ્યેય સાથે સુસંગત નથી. લગ્નનો પ્રસંગ એ માત્ર એક કુટુંબનો પ્રસંગ નથી. એ દીકરી અને દીકરાના બે કુટુંબોનો પ્રસંગ છે. એવું તો ભાગ્યે જ બને કે જ્યારે બંને કુટુંબોની આર્થિક સ્થિતિ સરખી હોય. વરનો પૈસાદાર બાપ પોતાનું મહત્વ બતાવવા પચાસ, સો કે બસો માણસોને જાનમાં લઈ જાય તો દીકરીના ગરીબ બાપના શા હાલ થાય ? અને હવે જ્યારે બાળ લગ્નનો અંત આવ્યો છે ત્યારે પરિસ્થિતિ વધુ બગડી છે. પહેલાં તો જાનમાં લઇ જવા માણસો નહોતાં મળતાં, જ્યારે આજે છુટાં લગ્ન ઉપર પ્રતિબંધ નથી ત્યારે મોટી સંખ્યાની જાનનો પ્રશ્ન મહત્વનો બન્યો છે. એટલે આ બધી પરિસ્થતિનો વિચાર કરતાં એ યોગ્ય લાગે છે કે જાનમાં લઇ જવાનાં માણસોની સંખ્યા પચીસ સુધીની જ મુકરર કરવી. આ પચીસની સંખ્યા એ માત્ર અહીંજ નકકી થયેલી સંખ્યા નથી, પરંતુ આપને યાદ હશે કે આ પરિષદની પૂર્વ તૈયારી રૂપે ગામે ગામ જે પ્રચાર પત્રિકાઓ મોકલવામાં આવી હતી, તેમાં જણાવવામાં આવેલા વિચારો ઉપરથી આ સંખ્યા નકકી કરવામાં આવી છે. એટલે આ ઠરાવમાં જણાવેલી પચીસ માણસોની સંખ્યાએ જ્ઞાતિના ગામે ગામના પ્રતિનિધિઓએ કરેલી માગણીનો માત્ર પડઘો જ છે. મને વિશ્વાસ છે. કે આપ સૌ આ ઠરાવને વધાવી લેશો."

ઉપરોકત ઠરાવને અનુમોદન આપતાં શ્રી. હીરાલાલ ગોપાળભાઇ રસલીયાવાળાએ જણાવ્યું કે "આ ઠરાવમાં જેમ આપણે જાનમાં માણસો લઇ જવાની સંખ્યા ઉપર મર્યાદા મુકીએ છીએ. તેમ જ લગ્નના પ્રસંગમાં સાદાઇ લાવવા માટે કન્યા પક્ષ તથા વરપક્ષ તરફથી એક બીજાને થતી લેતી દેતીમાં ખાસ કરીને પહેરામણીમાં આજ કાલ જે દેખા-દેખી ચાલી રહી છે, તેને અટકાવવાનો પણ પ્રબંધ કરવામાં આવ્યો છે. ઠરાવમા સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે અરસપરસની પહેરામણીમાં અપાતાં કપડાં સુતરાઉ જ હોવાં જોઇએ. આ ઉપરાંત લગ્ન થઇ ગયા બાદ કન્યાને વરને ઉતારે લઇ જવા ટાણે, વરને ઉતારે વર પક્ષના હિસાબે ને જોખમે જે પરસાદ ઉડાડવામાં આવે છે, અને તે ગમે તેટલો વહેંચાય તો પણ વર પક્ષ નિંદાને જ પાત્ર ઠરે છે. તેના બદલે વરપક્ષ તરફથી ખોળો ભરવામા બશેર સીંગ આપવાં. એ સિવાય વરપક્ષ તરફથી કોઇ જાતની પરસાદી વહેંચવાની મનાઇ આ ઠરાવમાં કરવામાં આવી છે. એટલે મારી આપ સૌને વિનંતિ છે કે આ ઠરાવને માન્ય રાખશો."

ત્યારબાદ આ ઠરવાની તરફેણ કે વિરોધમાં કોઇ બોલવા ન ઉઠતાં તે મતદાન માટે

રજુ કરવામાં આવ્યો હતો. જેને સર્વાનુમતે પ્રતિનિધિઓએ પાસ કર્યો હતો. એટલે પ્રમુખશ્રીએ આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૯ મો

### સમૂહલગ્ન સંબંધે

૧. જ્ઞાતિમાં દર ત્રણ વરસે એક માસના ગાળા દરમ્યાન સમૂહલગ્ન (એક સાથે લગ્ન) કરવાનાં રહેશે.

૨. આ રીતનાં પ્રથમ સમૂહલગ્ન સંવત ૨૦૧૭ના વૈશાખ માસમાં કરવાના રહેશે. અને ત્યાર પછી આવાં સમૂહલગ્ન દર ત્રણ વરસે થશે.

૩. પરંતુ કોઇ બાળકોનાં લગ્ન, સમૂહ લગ્નના સમય દરમ્યાન શાસ્ત્રોકત પદ્ધતિએ સૂઝતાં ન હોય અને તેવા પ્રસંગે બંને પક્ષની સંમતિ થાય તો તેવી વ્યકિતઓને છુટક લગ્ન કરવાની જ્ઞાતિએ છુટ આપવાની રહેશે.

ઉપરોકત ઠરાવ રજુ કરનાર શ્રી. ખીમજી નાગજી મથલવાળાએ પરિષદને સંબોધતાં જણાવ્યું કે " સમૂહ લગ્ન એ આપણી જ્ઞાતિ માટે કોઇ નવી વાત નથી પણ આપણે ત્યાં તો દર બાર વરસે સમૂહ લગ્ન કરવાનો રિવાજ ઘણા લાંબા સમયથી ચાલુ છે. એટલા માટે આપ ભાઇ બહેનોને સમૂહ લગ્નથી થતા આર્થિક ફાયદા અને અન્ય સગવડતાઓનો ખ્યાલ આપવાનો ન હોય. કારણ કે આપ સૌ તેથી માહિતગાર છો. હવે જ્યારે કાયદાની વય મર્યાદાના લીધે બાળલગ્નો અશકય બન્યાં છે, ત્યારે સમૂહલગ્નની આપણી જુની રીત નવા જમાનાને અનુરૂપ બનાવી ચાલુ કેમ રાખી શકીએ તે આ ઠરાવમાં બતાવવામાં આવ્યું છે. આજ કાલ જે જે છુટક લગ્નો થાય છે, તેમાં શ્રીમંત ભાઇઓ દેખાવને ખાતર ઘણો બધો પૈસાનો ધૂમાડો કરે છે. અને આ રીતે દેખાદેખીથી આ પ્રસંગ વધુને વધુ ખર્ચાળ બનતો જાય છે. જે જ્ઞાતિના હિતમાં નથી. ગામે ગામથી આવેલ પ્રચાર પત્રિકાઓના જવાબ ઉપર નજર નાખતાં એમ ફલિત થાય છે કે લગભગ એંસી ટકા લોકો સમૂહ લગ્નની પ્રથાને આવકારે છે. તો મારી આપ સૌ ભાઇઓને વિનંતિ છે કે આપણી જુની રીત-રસમને ચાલુ જમાનામાં પણ ચાલુ રાખી શકવાની શકયતા દર્શાવતો આ ઠરાવ આપ સૌ માન્ય કરશો."

ઉપરોકત ઠરાવને અનુમોદન આપતાં શ્રી. માવજી ધનજી મુંબઇ વાળાએ જણાવ્યું કે "સમૂહલગ્નથી થતા આર્થિક લાભોથી આપ સૌ વિદિત છો. એટલે એ બાબતમાં કંઇ વધુ કહેવું તે યોગ્ય નથી. આપણી ગરીબ જ્ઞાતિ માટે સમૂહલગ્નો એક આશિર્વાદ સમાન હતાં–અને છે, બાર વરસનો જુનો ગાળો સરકારી કાયદાને લઇને હવે આપણે રાખી શકીએ નહીં. પણ એનો અર્થ એમ તો નથી જ કે અનુભવની કસોટીમાં પાર ઉતરેલી આપણી એ જુની રીત રસમ આપણે છોડી દઇએ આ સમૂહલગ્નના ઠરાવ દ્વારા જ્ઞાતિના દરેક વર્ગને ફાયદાકારક એવી જુની રસમને નવા જમાના પ્રમાણે સુધારીને

ચાલુ રાખી શકીએ છીએ. જેથી આપ સૌ ભાઇઓને મારી ભારપૂર્વક વિનંતિ છે કે આપ આ ઠરાવને એક અવાજે મંજુર કરી લેશો."

આ ઠરાવનું વધુ સમર્થન કરતાં શ્રી ચિરેન્દ્રભાઇ શીવદાસ મુંબઇવાળાએ જણાવ્યું કે "એ તો સ્પષ્ટ છે કે જ્ઞાતિ બંધારણના ઠરાવો ઘડવામાં આ પરિષદનું ધ્યેય એવું રહ્યું છે કે રીતરિવાજો બીનખર્ચાળ અને આજના યુગને અનુરૂપ હોવા જોઇએ. અત્યાર સુધીમાં આપણે પસાર કરેલા ઠરાવો આ વાતની સાબિતી આપે છે. સમૂહલગ્નની આ વાત એ કાંઇ આપણી જ જ્ઞાતિનો ઇજારો કે શોધ નથી, અન્ય બીજી ઘણી જ્ઞાતિઓ આ દેશમાં અને અન્ય દેશોમાં પણ સમૂહલગ્નની પ્રથા અપનાવી ચૂકી છે. જો કે ઠરાવમાં ઠરાવેલા વરસમાં એક માસની અંદર જ લગ્નો કરવાં એમ ઠરાવ્યું છે પરંતુ આદર્શ વાત તો એ છે કે અમુક નિરધારીત દિવસે જ આ સમૂહલગ્નો થાય અને દરેક ગામમાં એક જ માંડવે સમૂહ લગ્નો થાય અને એક જ રસોડે ગામમાં આવેલી બધી જાનો અને ગામના માણસો જમે. જો આવું થશે તો જ, અમૂક માણસે લગ્નમાં જાનમાં આ રસોઇ જમાડી અને અમૂક માણસે બીજી રસોઇ જમાડી એવા ખોટા વિખવાદ અને હરિફાઇનો અંત આવશે. પણ આ તો થઇ આદર્શની વાત બધી આદર્શ ચીજો હમણાંને હમણાં શકય ન બને પરંતુ તેને શકય બનાવવાના માર્ગ તરફ આ ઠરાવ આપણને લઇ જાય છે, એટલે આ ઠરાવને હું હાર્દિક ટેકો આપું છું. અને આપ સૌને તે સ્વીકારવા વિનંતિ કરૂં છું."

સમૂહ લગ્નના આ ઠરાવને ટેકો આપતાં આપણી જ્ઞાતિના આગેવાન શ્રી. નથુભાઇ નાનજી નખત્રાણાવાળાએ જણાવ્યું કે "આ ઠરાવ ઉપર મારી અગાઉ જે વિવેચનો થઇ ગયાં છે, તેને હું ટેકો આપું છું. આ ઠરાવમાં જાનમાં લઇ જવાનાં માણસોની સંખ્યાની જે મર્યાદા બાંધવામાં આવી છે તેને હું હૃદયપૂર્વક આવકારૂં છું. આ પરિષદમાં પાસ કરવા માટે ઠરાવોનું રૂપ નકકી કરવા પ્રચાર પ્રત્રિકાઓ દ્વારા ગામે ગામથી માગવામાં આવેલી માહિતી ઉપરથી એટલું તો ચોકકસપણે કહી શકું તેમ છું કે જાનમાં માણસોની સંખ્યા પરની આ મર્યાદાની જ્ઞાતિ તરફથી જોરદાર માગણી થઇ છે. અને જ્ઞાતિની પ્રચંડ બહુમતીનો તેને ટેકો છે આ ઠરાવને પસાર કરીને આપણે આપણી જ્ઞાતિમાં એકતાની ભાવના ઉભી કરી શકશું. લગ્નમાં મોટી સંખ્યાની જાન લઇ જનાર, મોટો અને માન આપવાને યોગ્ય તથા સમાજમાં પ્રતિષ્ઠા અને વાહ વાહને લાયક છે એ ભ્રમણાને દૂર કરવી હોય તો આ ઠરાવ માત્ર પસાર કરવો એ જ પુરતું નથી પરંતુ તેનું ચુસ્ત રીતે પાલન થવું પણ જરૂરી છે. તો જ જ્ઞાતિમાં નાના અને મોટાના ભેદભાવ મટશે. શ્રીમંતાઇ જ એકલી આગેવાની ન અપાવી શકે. એ આજના થોડાક ભાઇઓ જેટલું જલદી સમજે એટલું વધુ સારૂં. એટલે આ ઠરાવ ઉપર મારી આગળ જે ભાઇઓ બોલી ગયા છે તેમાં મારો સૂર પુરાવું છું, અને આ ઠરાવને આપ સૌ મંજુર રાખશો. એવી વિનંતિ કરૂં છું."

આ તબકકે પરિષદના પ્રતિનિધીઓનું ધ્યાન ખેંચતાં પ્રમુખશ્રીએ જણાવ્યું કે "હું એ જાણું છું કે આ ઠરાવના સમર્થનમાં હજુ કેટલાય ભાઇઓ બોલવાના છે. પરંતુ મારી એ

સૌને વિનંતિ છે કે હવે ઠરાવના ટેકામાં કોઇ વધુ પ્રતિનિધિઓ ન બોલે. પરંતુ જો કોઇ પ્રતિનિધિઓને ઠરાવની વિરુદ્ધમાં બોલવું હોય તો તેઓ તેમ કરી શકે છે. પ્રમુખશ્રીની આવી સૂચના પછી ઠરાવની વિરૂદ્ધમાં કોઇપણ પ્રતિનિધિ બોલ્યા નહોતા. એટલે આ ઠરાવ પર મતદાન માગતાં પ્રતિનિધિઓએ સર્વાનુમતે પાસ કર્યો હતો. જેથી પ્રમુખશ્રીએ આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૧૦ મો

### આણાં સંબંધે

૧. પરણ્યા બાદ કન્યા લગભગ એક માસ સાસરાને ઘેર રહેશે. અને વળતાં આણામાં પાંચ માણસોએ જવું. આણાંના જમણ બે ટાણાં રહેશે.

૨. લગ્ન થયા પછીની જન્માષ્ટમી પછી કન્યાને તેના સાસરાંને ઘરે મોકલી આપવી (બીજાં આણાં કરવાં નહીં.)"

પરિષદ સમક્ષ આ ઠરાવ રજુ કરતાં શ્રી. ભીમજી વસ્તા દેશલપુરવાળાએ જણાવ્યું કે "જ્યારે બાળલગ્નની પ્રથા પ્રચલિત હતી ત્યારે લગ્ન કરતાં પણ આણાંનું મહત્વ મોટું હતું. જેથી લગ્ન કરતાં પણ આણાંમાં ખર્ચ વધારે આવતું. પણ આજે બાળલગ્નો ગઇ કાલની વાત બની છે. અને લગ્નો કાયદાને લઇને મોટી ઉમરે કરવાનું ફરજીયાત બન્યું છે. એટલે હવે લગ્નનું મહત્વ આણાં કરતાં વધુ રહે એ સ્વાભાવિક છે. હવે આણાંના ખોટા અને મોટા ડોળ ચલાવી શકાય નહીં. એટલે આ ઠરાવમાં માત્ર એક જ આણું કરવું એવો અનુરોધ કરવામાં આવ્યો છે. પહેલાની જેમ બે અથવા ત્રણ આણાં હવે પછી કરવા દેવામાં આવશે નહીં. હવે જ્યારે મોટી ઉમરે જ લગ્નો થવાનાં છે અને અત્યારે થઇ રહ્યાં છે, એટલે તો કન્યા એના સાસરે જવાને યોગ્ય જ હોય છે. જેથી લગ્ન પછી કન્યાને પિયરમાં લાંબો વખત રહેવાનું ઠરાવવું તે પણ યોગ્ય નથી. એ ખુશીની વાત છે કે આપણા સમાજના રીત–રિવાજોમાં જુદા જુદા પ્રદેશોમાં જે જુદી જુદી રીત–રસમો હતી, જે જ્ઞાતિ હિતમાં નહોતી. તેને બદલે સમસ્ત જ્ઞાતિને એક જ ધારાધોરણ આપવા માટે આપણી જ્ઞાતિના આગેવાનોએ આ પરિષદ યોજવામાં જે પરિશ્રમ ઉઠાવ્યો છે, તે માટે આપણે સૌ એ આગેવાનોના ઋણી છીએ. એમણે લીધેલી મહેનત તો ત્યારે જ લેખે લાગી ગણાય કે જ્યારે અહીં પસાર થયેલા ઠરાવોનું જ્ઞાતિજનો પ્રમાણિકપણે સર્વાંગી અનુસરણ કરે. હું આપ સૌની વતી એ આગેવાનોને ખાત્રી આપું છું કે આ પરિષદ યોજવામાં આપે જે પરિશ્રમ ઉઠાવ્યો છે, તેની અમે કદર કરીએ છીએ અને અહીં પસાર થયેલા ઠરાવો અમે પાળશું અને બીજાઓ તે પાળે તેવા પ્રયાસો કરશું. તો આ આણાં બાબતના ઠરાવને આપ સૌ વધાવી લેશો એવી હું વિનંતિ કરૂં છું."

આ ઠરાવને ટેકો આપતાં શ્રી. નાગજી પરબત વિથોણવાળાએ જણાવ્યું હતું કે "આ

ડૉ. શ્રી. ગંગદાસ વી. પટેલ
(ખોંભડી)



પ્રાથમિક ઉપચાર સમિતિના અધ્યક્ષ, પરિષદ ટાંકણે માંદાઓની માવજતમાં જેમણે સખત પરિશ્રમ લીધો.



વ્યવસ્થા સમિતિના સભ્ય



શ્રી. નથુભાઇ નાનજી (નખત્રાણા)

શ્રી. દેવજી ધરમશી (ટોડીઆ)



પાણી પુરવઠા સમિતિના અધ્યક્ષ, ધોમ ધખતા તાપમાં એમણે અને એમના સાથીએએ અખૂટ પાણીનો પ્રવાહ વહેતો રાખ્યો.



પ્રચાર સમિતિના સભ્ય



શ્રી. વાલજી જસરાજ (નાગપુર)

રસોડા તથા બંધારણ સમિતિના સભ્ય



શ્રી કરમસી સીવદાસ (મદ્રાસ)

રસોડા સમિતિના સભ્ય



શ્રી. હંસરાજ દાના (બલસારા)





ટ્રાન્સપોર્ટ સમિતિના અધ્યક્ષ



શ્રી. શામજી વાલજી (નખત્રાણા)

સામગ્રી સામતિના સભ્ય



શ્રી. વિશ્રામ કાનજી (હૈદ્રાબાદ)

ઠરાવનો હેતુ આપણી જ્ઞાતિના રીત-રિવાજો આજના જમાનાને યોગ્ય ગણાય તેવા બનાવવાનો છે. મોટી ઉંમરે લગ્નો કરવાનાં હોવાથી આણાંના ખોટા ખર્ચા ટુંકા કરવા જ જોઇએ. એ તો દીવા જેવી ચોકખી વાત છે. નાની ઉમરે લગ્નો થતાં હતાં ત્યારે એ ત્રણ આણાં કરવાં પડે એ યોગ્ય હશે. પણ હવે જો એ પ્રથા ચાલુ રાખીએ તો તે બીલકુલ વ્યાજબી નથી, માટે આપ સૌ ભાઇઓને મારી વિનંતિ છે કે આ ઠરાવને આપ એક મતે મંજુરી આપશો."

ત્યાર બાદ આ ઠરાવ પર કોઇ બોલવા ન આવતાં મતદાન માટે પ્રતિનિધિઓ સમક્ષ રજુ કરવામાં આવતાં તે સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૧૧ મો

### મામેરાં સંબંધે

"મોસાળ પક્ષ તરફથી અપાતાં મામેરામાં પોતાની શકિત મુજબ આપવું અને મામેરૂં બેઠું જ ભરવું."

આ ઠરાવ પરિષદ સમક્ષ રજુ કરતાં શ્રી મણીભાઇ વાલજી મુંબઇવાળાએ જણાવ્યું કે "આ ઠરાવ ઉપરથી આપ જોઇ શકશો કે મામેરામાં આપવાની વસ્તુઓ ઉપર કોઇ પણ મર્યાદા મૂકવામાં આવી નથી. કારણ કે બેન કે દીકરીને ત્યાં પ્રસંગ હોય અને ભાઇ કે બાપ એની જે ઇચ્છામાં આવે તે આપે તેમાં સમાજને કોઇ વાંધો હોઇ શકે નહીં. પરંતુ આજ કાલ મામેરાનાં ઓઠાં નીચે જે મોટાઇનાં પ્રદર્શનો થઇ રહ્યાં છે તે તો જ્ઞાતિ ચલાવી શકે નહીં. કારણ કે આવા દેખાવથી ખોટી દેખાદેખી અને હરીફાઇ થાય છે. જે છેવટે જ્ઞાતિના મધ્યમ અને ગરીબ વર્ગને મૂશ્કેલીમાં મૂકે છે. અને એટલે અંશે જ્ઞાતિનો સંપ નબળો પડે છે. જેથી હાલમાં છાબોમાં મામેરૂં ભરીને ગામ વચ્ચેથી પસાર થઇને મામેરૂં આપવાનો જે રિવાજ છે તે આ ઠરાવથી બંધ કરવામાં આવે છે અને મામેરૂં બેઠું જ ભરવું એમ ઠરાવવામાં આવે છે. માટે આ ઠરાવને આપ સૌ બહાલ રાખશો એવી મારી વિનંતિ છે."

આ ઠરાવને ટેકો આપતાં જ્ઞાતિ અગ્રેસર શ્રી. અરજણ રામજી ભૂજવાળાએ જણાવ્યું કે "બેઠું મામેરૂં જ ભરવું એમ જે આ ઠરાવમાં જણાવ્યું છે તે બરાબર છે, નિયાણીને દાન દેવું એમાં વળી બીજાને ખબર પાડવા માટે દેખાવ કરવાની જરૂરત શું હોય? સાદાઇથી વર્તવું એમાં જ આપણા બધાનું ભલું છે. માટે નિયાણીને પોત પોતાની શકિત મુજબ વધુ કે ઓછું મામેરામાં ભલે આપો પણ તેનો દેખાવ ન કરવો એવો આ ઠરાવનો હેતુ છે. તો આપ સૌને મારી વિનંતિ છે કે આ ઠરાવને મંજુર કરશો."

ત્યાર બાદ આ ઠરાવ પર કોઇ બોલવા ન ઉઠતાં, પ્રતિનિધિઓ સમક્ષ મતદાન માટે રજુ કરવામાં આવ્યો હતો. અને પ્રતિનિધિઓએ આ ઠરાવને સર્વાનુમતે મંજુર કર્યો હતો. જેથી પ્રમુખશ્રીએ આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૧૨ મો

### પુનર્લગ્ન સંબંધે

"૧. કોઇ કન્યા વિધવા બને અથવા છુટાછેડાના રિવાજ મુજબ છુટાછેડા કરવામાં આવે, તો તેનું પુનર્લગ્ન (ઘરગેણું) કરી શકાશે.

૨. આવાં પુનર્લગ્નનું સગપણ કરતી વખતે વરપક્ષ તરફથી રૂા. ૨) બે ફેરવવાના આપવાના રહેશે. અને સગપણ નક્કી થયા બાદ એ રૂપીયા બે પ્રસાદી માટે વાપરવાના રહેશે.

૩. આવાં પુનર્લગ્નમાં વરપક્ષ તરફથી વર અને અણવર સિવાય ૧૫ પંદર માણસોએ જવું અને તેને એક ટાણું જમાડવાનું રહેશે.

આ પુનર્લગ્ન નિમિતે ચોખાના જમણના રૂા. ૧૦ તથા પુનર્લગ્ન (ઘરગેણાં)ના જમણ (ખીચડી)ના રૂા. ૬૦) સાઠ વરપક્ષે આપવાના રહેશે.

૪. તદુપરાંત વરપક્ષે નીચે મુજબ કપડાં તથા દાગીના આપવાના રહેશે.

(૧) સુતરાઉ કપડાંની જોડ ૧ (કન્યા માટે)

(૨) નાકની સળી હેમની નંગ ૧

(૩) મઢેલું કાંકણ નંગ ૧

(૪) પગનાં સાંકળાં જોડી ૧

(૫) ચાંદીનો હાર નં ૧

આ ઉપરાંત દાગીના કે રોકડ રકમ કંઈ પણ આપવું નહીં.

૫. પાછા પગનાં આણામાં કન્યાપક્ષ તરફથી પાંચ માણસોએ જવું. આ આણાંનાં બે ટાણાં રહેશે."

ઉપરોકત ઠરાવ રજુ કરતાં શ્રી. પચાણભાઇ શીવજી નાગપુરવાળાએ જણાવ્યું કે (પુનર્લગ્ન એ એક પ્રગતિશિલ રિવાજ છે. આપણી જ્ઞાતિ માટે એ ગૌરવની વાત છે કે કેટલાય વરસોથી આપણે ત્યાં આ રિવાજ મોજુદ છે. સરકારે પુનર્લગ્નનો કાયદો કર્યા પછી અને અન્ય કેટલીએ જ્ઞાતિઓને પુનર્લગ્નના સુધારાનું મહત્વ સમજાયા પછી તેઓ પણ આ રિવાજને વધુને વધુ પ્રમાણમાં અપનાવી રહેલ છે. પુનર્લગ્નનો રિવાજ સ્ત્રી અને પુરૂષોના હકક અને અધિકારમાં સમાનતા લાવે છે) એટલે આજના જમાનામાં સ્ત્રી અને પુરૂષના સમાન હકક સર્જતો આ રિવાજ તો પ્રશંસનિય જ કહેવાય. પરંતુ એ વાત લક્ષમાં લેવી જરૂરી છે કે લગ્ન અને પુનર્લગ્ન એ બંને વચ્ચે તફાવત છે. એક છે આનંદનો પ્રસંગ છે. અને બીજો છે

જરૂરીયાતનો. એટલે પુનર્લગ્નમાં લગ્નના ફટાણા ન શોભે. પુનર્લગ્ન અત્યંત સાદાઈથી, આ ઠરાવમાં જણાવ્યું તે મુજબ પતાવવાં જોઈએ. વધુમાં પુનર્લગ્ન એ કાંઈ કોઈ ચીજનો સોદો નથી કે જેમાંથી વધુમાં વધુ નફાની આશા રાખી શકાય. અતિ શરમની વાત છે કે આવા અતિ પવિત્ર અવસરે કેટલાક દલાલી કરવાનો ધંધો લઈને બેઠા છે. એવા દલાલોના હાથમાં આપણે ન ફસાઈએ અને ઠરાવમાં જણાવ્યા સિવાયની કોઈ પણ જાતની લેતી દેતી ન કરીએ તો જ આ ઠરાવનો હેતુ સચવાઈ શકે તેમ છે. આવા પ્રસંગે ઘણી વખત કન્યાપક્ષ તરફથી વધુમાં વધુ દાગીના અને જમણ માટે વધુ નાણાં કઢાવવાની અપેક્ષા રાખવામાં આવે છે. પરંતુ એ ન ભૂલવું જોઈએ કે એ રીતે ગજા ઉપરાંતની જેની પાસેથી માગણી કરાય છે એ આવતી કાલે દીકરીનું પોતાનું ઘર બનવાનું છે. તો આ રીતે દાગીના વગેરેની વધુ પડતી માગણી કરીને એ દીકરીનાં માવિત્રો પોતાની દીકરીના ભવિષ્યને અંધારામાં ધકેલી રહ્યાં હોય છે. આ બધાં અનિષ્ઠોને અટકાવવાનો આ ઠરાવનો હેતુ છે. જેથી આ ઠરાવને આપ સૌ મંજુર કરશો એવી આપં સૌને મારી નમ્ર પાર્થના છે."

આ ઠરાવને અનુમોદન આપતાં શ્રી. કરશન મુળજી મંગવાણાવાળાએ જણાવ્યું કે "પુનર્લગ્ન પ્રસંગે દાગીના તથા કપડાંની લેતી દેતીમાં દેખાદેખીના પરિણામે વધુને વધુ મોંઘી ચીજો ઉમેરાતી જાય છે. તેને લીધે જ્ઞાતિના થોડાક શ્રીમંતો સિવાય ઘણા મોટા ભાગને મુશ્કેલીમાં મુકાવું પડે છે. તેથી આ ઠરાવમાં જણાવ્યા મુજબ જો લેતી દેતી કરવામાં આવે તો તે ઠીક જ ગણાશે. અને સાદાઈથી આવો પ્રસંગ પતાવી શકાશે. તો આપ સૌ ભાઈઓને વિનંતિ કરૂં છું કે આ ઠરાવને પાસ કરશો."

શ્રી. પચાણભાઈએ રજુ કરેલા આ ઠરાવમાં જણાવેલા વરપક્ષે આપવાના દાગીનામાં, કાનના કાંપનો ઉમેરો કરવો જોઈએ એવો શ્રી. નથુભાઈ નાનજી નખત્રાણાવાળાએ સુધારો સૂચવ્યો હતો. પોતાના એ સુધારાના સમર્થનમાં બોલતાં શ્રી. નથુભાઈએ જણાવ્યું કે "હું કાયમ કચ્છમાં રહું છું, અને કચ્છના સ્થાનિક રીત રિવાજોથી માહિતગાર છું. એટલે મારા અનુભવથી કહી શકું છું કે ઠરાવમાં જણાવેલા દાગીનાના લીસ્ટમાં "કાંપનો વધારો કરવો" એવો મારો સુધારો આપ સૌ જ્ઞાતિ હિતને લક્ષમાં રાખીને માન્ય રાખશો એવી આશા રાખું છું"

શ્રી. નથુભાઈએ સૂચવેલા સુધારાની વિરૂધ્ધમાં અને મળ ઠરાવનું સમર્થન કરતાં શ્રી. વિશ્રામ કાનજી હૈદ્રાબાદવાળાએ જણાવ્યું કે 'જો નથુભાઈએ રજુ કરેલો સુધારો આપણે માન્ય રાખીએ તો દાગીનાની જે જોગવાઈ આપણે આ ઠરાવમાં કરી છે તેના કરતાં બમણું ખર્ચ આ સુધારાથી થાય તેમ છે. જેથી કાનના કાંપનો સુધારો આપણી સાદાઈ અને સસ્તાઈની ભાવનાના મૂળમાં ઘા કરે છે. એટલે એ સુધારો સ્વીકારી શકાય જ નહીં. અને આપ સૌ ભાઈઓને પણ વિનંતિ કરૂં છું કે આપ મૂળ ઠરાવને જ મંજુર રાખશો."

મૂળ ઠરાવના સમર્થનમાં અને શ્રી. નથુભાઈના સૂચિત સુધારાની વિરૂધ્ધ બોલતાં

શ્રી. વિરેન્દ્રભાઈએ જણાવ્યું કે "શ્રી. નથુભાઈ એમના કચ્છના રહેવાસ અને અનુભવની વાતનો હવાલો આપી કાનના કાંપ સિવાય નહીં ચાલે એમ કહે છે. હું તેઓશ્રીને આપણી આજકાલની છોકરીઓને શું પસંદ છે, તેનો વિચાર કરવાની વિનંતિ કરૂં છું. કાનના કાંપ તો શું પણ આવતા પાંચ દસ વરસમાં છોકરીઓ નાકમાં સળી પણ પહેરતી હશે કે કેમ? એ પણ આજે ખાત્રીથી કહી શકાય તેમ નથી. હું પોતે કચ્છમાં નથો રહેતો અને મારો આ બાબતોનો અનુભવ અતિ અલ્પ છે, પરંતુ મારી આજુબાજુ બેઠેલા મુરબ્બીઓએ આપેલી હકીકતો જે ન માનવાનું હું કોઈ કારણ જોતો નથી, તે ઉપરથી હું ખાત્રીથી કહી શકું છું કે શ્રી. નથુભાઈની કાનના કાંપની જરૂરીઆત વિષેની માન્યતા એ માત્ર એમની ભ્રમણા છે અને એવો સુધારો અહીંના કોઈ પણ ભાઈને જોઈતો હોય એમ મને જણાતું નથી. હું આપ સૌને શ્રી. નથુભાઈના સુધારા સિવાય મૂળ ઠરાવને પસાર કરવાની વિનંતિ કરૂં છું,"

ત્યાર બાદ શ્રી નથુભાઈના સૂચિત સુધારાની વિરુદ્ધમાં અને મૂળ ઠરાવને જ અનુમોદન આપતાં દખણાદા પાંચાડાના પીઢ અને પ્રૌઢ આગેવાન શ્રી. લાલજી કરશન નવાવાસવાળાએ જણાવ્યું કે "શ્રી. નથુભાઈના સુધારામાં મને તો એમ લાગે છે કે આપણે જ્યારે જ્ઞાતિના રીવાજો સસ્તામાં અને સાદાઈથી પતે એની વેતમાં છીએ ત્યારે શ્રી. નથુભાઈ વધુ ખર્ચો થાય એવું બતાવી રહ્યા છે. શ્રી નથુભાઈને જેટલો અનુભવ છે તે કરતાં આવી બાબતોનો અનુભવ મને એમના કરતાં જરા પણ ઓછો નથી, ઘરગેણું કરતી બહેનોને કાંપ જોઈએ જ, એવો આગ્રહ રાખવામાં આવે છે તો હું પૂછું છું કે લગ્ન કરેલી કેટલી બહેનો પાસે કાંપ હોય છે? એટલે મારી તો આપ બધાને એટલી જ વિનંતિ છે કે નથુભાઈની આ ખર્ચાવાળી વાતોમાં ન આવતાં આપણા એ સાદા સીધા મૂળ ઠરાવને જ માન્ય રાખવામાં આપણા નાના મોટા બધાનું ભલું છે."

ત્યાર બાદ મૂળ ઠરાવના અનુમોદનમાં અને શ્રી. નથુભાઈના સૂચિત સુધારાનો વિરોધ કરતાં જ્ઞાતિના ઉત્સાહી યુવક શ્રી. પ્રેમજી પુંજાભાઈ વિથોણવાળાએ કહ્યું કે "જેમ શ્રી. નથુભાઈ કચ્છમાં રહે છે તેમ હું પણ કચ્છમાં જ રહું છું. પરદેશથી આવેલા થોડાક ભાઈ-ઓને કદાચ અહીંના રિવાજોની ઝાઝી ખબર નહીં હોય, પરંતુ આપણે અહીં ઝાઝા ભાગના તો સ્થાનિક રહેવાસી છીએ. એટલે કોઈ એકલાના અનુભવ પર દોરવાઈ જવાનું કાંઈ કારણ નથી. આપણો અનુભવ શું કહે છે? એ વિચારીએ. અને મને કહેતાં જરા પણ સંકોચ થતો નથી, કે એકલા પુરૂષો તો શું પણ આપણી બહેનો પણ આવા ખોટા ખર્ચનો વિરોધ કરશે. તો આપ સૌ આ પુનર્લગ્નના પ્રસંગને ઓછા ખર્ચે પતાવી શકાય એવા મૂળ ઠરાવનેજ પાસ કરશો એવી મારી વિનંતિ છે."

ત્યાર બાદ મૂળ ઠરાવને ટેકો આપતાં અને કાંપના સુધારાનો વિરોધ કરતાં આથમણા પાંચાડાના વયોવૃધ્ધ આગેવાન શ્રી. શીવદાસ મનજી ટોડીયાવાળાએ જણાવ્યું કે આ મૂળ ઠરાવમાં જે દાગીના જણાવવામાં આવ્યાં છે તેમાં વધારો કરવો એ ખોટું છે. આપણે જે

ઠરાવ કરીએ છીએ તેનો અર્થ એટલોજ છે કે પુનર્લગ્નના પ્રસંગે વરપક્ષ તરફથી કન્યાપક્ષ વધુમાં વધુ જે દાગીના માગી શકે તે આ ઠરાવમાં બતાવવામાં આવ્યું છે. પુનર્લગ્ન પછી કન્યા સાસરે જાય ત્યારે જો સાસરાંને પહોંચ હોય તો કાંપ તો શું પણ વહુને આખી એ સોને મઢી દે, એમાં આપણી જ્ઞાતિને કંઇ વાંધો નથી. પણ પુનર્લગ્ન જેવો એક સાદો અને બહુ સુખદ ન ગણાય એવો પ્રસંગ, એમાં આ મોટા ખર્ચા ઉમેરીએ તો પછી એ પ્રસંગની સાદાઇ ક્યાં રહી? મને પણ આવી બાબતોનો થોડોક અનુભવ છે. કે કાનના કાંપ વગર હજુ કોઇનું અટકી પડયું નથી અને હવે પછી અટકી પડવાનું નથી. તો આપ સૌ ભાઇઓને હું વિનંતિ કરૂં છું કે મૂળ ઠરાવને જ આપની મંજુરી આપજો."

આ તબકે શ્રી. નથુભાઇએ ઉભા થઇને ખેલદીલી પૂર્વક પ્રમુખશ્રીને જણાવ્યું હતું કે આ સુધારા તરફનું પ્રતિનિધિઓનું પ્રતિકુળ વલણ જોતાં હું એ કાંપનો સુધારો પાછો ખેંચી લઉં છું."

શ્રી. નથુભાઇએ પોતાનો સુધારો પાછો ખેંચી લેતાં, મૂળ ઠરાવ મતદાન માટે પ્રતિનિધિઓ સમક્ષ રજુ કરવામાં આવ્યો, જેને સર્વાનુમતે બહાલી મળી. એટલે પ્રમુખશ્રીએ આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૧૩ મો

### છુટાછેડા સંબંધે

'એક વખત સમજી વિચારી લગ્ન ગ્રંથીથી જોડાયા બાદ છુટાછેડા લઇ શકાશે નહીં. પરંતુ પતિ-પતિમાંથી કોઇ પણ એક સરકારી કાયદા મુજબ ખોડ ખાંપણવાળું હોય ત્યારે જ્ઞાતિની સંમતિથી છુટા છેડા લઈ શકાશે."

આ ઠરાવ રજુ કરતાં ગુજરાતના આગેવાન કાર્યકર શ્રી. દેવસીભાઇ રામજીભાઇ ધનસુરાવાળાએ જણાવ્યું કે "આપણા શાસ્ત્રકારોએ લગ્નને એક પવિત્ર અને ન છોડી શકાય એવી ગાંઠ તરીકે વર્ણવી છે. પરંતુ હાલના જમાનામાં લગ્નવિચ્છેદ કોઇ પણ સંજોગોમાં ન થઇ શકે એવી માન્યતા ધરાવવી કે એ પ્રમાણે વર્તવું તે યોગ્ય નથી. સરકારે વર્ષોથી લગ્ન વિચ્છેદનો ધારો અમલમાં મૂકયો છે. સદ્દભાગ્યે એ ધારાની આપણને ખબર હોય કે ન હોય પરંતુ આપણી જ્ઞાતિએ છુટાછેડાનો રિવાજ બહુજ લાંબા સમયથી અપનાવ્યો છે. આજ કાલ આપણી જ્ઞાતિમાં છુટાછેડાના રિવાજનો ખૂબજ ગેરલાભ લેવાઇ રહ્યો છે. બિલકુલ નજીવાં કારણોસર છુટાછેડા થઇ રહ્યા છે. આવી બાબતો આપણી જ્ઞાતિને માટે કલંકરૂપ છે. જેથી આ પરિસ્થિતિમાં ફેરફાર કરવો એ અતિ અગત્યનું છે, અને મનસ્વી રીતે અને નજીવા કારણોસર થતા છુટા છેડા ઉપર નિયંત્રણ મુકવું મહત્વનું છે. છુટા છેડાનાં મુખ્ય કારણો બાળલગ્ન, ખોડખાંપણ, એક બીજાની આર્થિક અસમાનતા અને કેળવણીનો અભાવ છે. આપણા સદ્દભાગ્યે આ કારણો દિન પ્રતિદિન નિર્મૂળ થતાં જાય

છે. એટલે સરકારી કાયદા પ્રમાણે જે કારણોસર છુટાછેડા લઇ શકાય તેવાંજ કારણોસર છુટાછેડાને જ્ઞાતિ સંમતિ આપશે. એવું જે આ ઠરાવમાં જણાવવામાં આવ્યું છે, તે સુયોગ્ય અને વખતસરતું છે. તો આપ સૌ આ ઠરાવને બહાલી આપશો એવી મારી હાર્દિક પ્રાર્થના છે."

આ ઠરાવને અનુમોદન આપતા શ્રી. માવજી જેઠાભાઇ નાગપુરવાળાએ જણાવ્યું કે "આપણા સમાજમાં આજ કાલ છુટાછેડાનું પ્રમાણ વધી રહ્યું છે. નજીવા કારણોસર હાલતાં ને ચાલતાં છુટકા કરવામાં આવે છે. આવા છુટાછેડાની પાછળ નવાઇની વાત તો એ કે જ્યાં ધણી ધણીયાણી વચ્ચે ખાસ વાંધો વચકો ન હોય એવા કિસ્સામાં પણ બીજા પક્ષોની હોંસાતોસીમાં છુટકા કરવામાં આવે છે. આ ખરેખર અતિ શરમજનક બાબત છે. એટલે આ ઠરાવદ્વારા છુટાછેડાના રિવાજનું મહત્વ સમજતાં હોવા છતાંય અને એ રિવાજને ચાલુ રાખવા છતાંય આ ઠરાવમાં જણાવેલી બાબતો પુરતો જ છુટાછેડાનો રિવાજ ચાલુ રાખીએ છીએ. જેથી આ ઠરાવને માન્ય કરવા આપ સૌ પ્રતિનિધિઓને હું વિનંતિ કરૂં છું."

આ ઠરાવના સમર્થનમાં બોલતાં શ્રી. કાનજીભાઇ ગોપાળ ગુજરાતવાળાએ જણાવ્યું કે આ ઠરાવમાં છુટાછેડા માટે જે જોગવાઇ કરવામાં આવી છે, તેને લીધે એક ફાયદો એ થશે કે કાયદેસર છુટા છેડા મેળવવા માટે પણ કોર્ટમાં જવું નહીં પડે. કારણ કે જે કારણોસર કોર્ટમાં છુટાછેડા મળી શકે તેજ કારણોસર આપણી જ્ઞાતિ ઘર બેઠે છુટાછેડા આપી શકે છે. એટલે આ ઠરાવ માન્ય રાખવો એ જ્ઞાતિના હિતમાં છે. તો આપ સૌ ભાઇઓ આ ઠરાવને મંજુર કરશો એવી મારી વિનંતિ છે."

આ ઠરાવના સમર્થનમાં બોલતાં શ્રી. અરજણ રામજી ભૂજવાળાએ જણાવ્યું કે "આ ઠરાવ ઉપર મારી આગળના ભાઇઓએ જે કાંઇ કહ્યું છે તેની સાથે હું બધી રીતે સંમત છું. અને હું આ ઠરાવને ટેકો આપવા ઉભો થયો છું, તેનું કારણ કોઇ એમ ન સમજે કે આજની પેઢીના યુવાનોને જ સરળતાથી નજીવા કારણોસર થતા છુટાછેડા પ્રત્યે નફરત છે. પણ અમારા જેવા જેણે દુનિયાની લીલી સૂકી જોઇ છે, એમને પણ આ હાલતાં ને ચાલતાં જે છુટાછેડા થાય છે તે વાત જરાય પસંદ નથી. છુટાછેડાનો રિવાજ આમ તો સારો છે. પણ મામૂલી કારણોસર થતા છુટકા માટે આપણી સમસ્ત જ્ઞાતિને નીચે જોવા જેવું થાય છે. એટલે આવી બાબતોમાં આપણે જાણે કાઠોડીયા (કાંટીયા) વર્ણથી પણ નીચે ઉતરી જતા હોઇએ એવું ક્યારેક લાગ્યા કરે છે. આ બધું અટકાવવાનો આ ઠરાવનો હેતુ છે. એવા આ ઠરાવને આપ સૌ વધાવી લેશો એવી હું વિનંતિ કરૂં છું."

ત્યાર બાદ આ ઠરાવ મતદાન માટે રજુ કરવામાં આવતાં તેને સર્વાનુમતે બહાલ રાખવામાં આવ્યો હતો. જેથી પ્રમુખશ્રીએ આ ઠરાવને સર્વાનુમતે પસાર થયેલો જાહેર કર્યો હતો.

## ઠરાવ ૧૪ મો

### મરણ પછીના ખર્ચ (દાડા) સંબંધે

"૧. મરનારે વ્યકિત પાછળ કોઇએ ખર્ચ (દાડો) કરવો નહીં.

૨. બારમાની વિધિ પુરી કરી બ્રાહ્મણો, નિયાણીઓ કે ગરીબોને પોતાની શકિત અનુસાર જમાડવો.

૩. મરનાર વ્યકિત પાછળ તેમના સ્મરણાર્થે કોઇ રકમ વાપરવા માગતા હોય તો તેઓને સમાજના કેળવણી ફંડમાં અથવા એવા સામાજિક ઉન્નતિનાં કાર્યોમાં તે રકમ વાપરવા આ પરિષદ ખાસ ભલામણ કરે છે."

આ ઠરાવ રજુ કરતાં શ્રી. માવજી ધનજી મુંબઇવાળાએ જણાવ્યું કે "મરણ પછીનો જમણવાર અથવા દાડો કરવો એ કયારે પણ યોગ્ય નહોતું. અને આજના જમાનાને તો તે અનુકુળ જ નથી. મરણ એ શોકનો પ્રસંગ છે. મરનારનાં સગાં જ્યારે હજી ઘરમાં થયેલ એ દુઃખદ મરણને લીધે શોકાતુર હોય ત્યારે એમની સમક્ષ આવા જમણવારની વાત મુકવી એટલું જ નહીં, પણ એવો જમણવાર મરનારના કુટુંબને પોષાતું હોય કે નહીં, છતાં પણ અને મરનાર યુવાન હોય કે વૃદ્ધ તેની જરાપણ પરવા કર્યા સિવાય દાડો કરવાની ફરજ પાડવી એના જેવી અધમ બીજી કોઇ વાત નથી. કેટલાકોને તો કરજ કરીને પણ દાડો કરવા માટે પાણી ચડાવવામાં આવે છે. પણ દાડો થઇ રહ્યા પછી જ્યારે ખર્ચનો હિસાબ કરવામાં આવે છે ત્યારે તેને દાડો કરવામાં કેટલી મૂર્ખાઇ છે તેની ખાત્રી થાય છે. પરંતુ પછી તેનો શો ઉપાય ? આવા હેતુથી આ ઠરાવમાં જણાવ્યું છે તેમ મરણ પાછળના દાડા સદંતર બંધ કરવાનું ઠરાવવામાં આવે છે. તેમ છતાં બારમાની વિધી અને ધાર્મિક ક્રિયા તથા બ્રાહ્મણો, નિયાણીઓ અને ગરીબોને મરનાર પાછળ દાન ધર્મ નિમિત્તે જમાડવામાં કોઇ વરવાંધો નથી. કોઇ શ્રીમંતોને એમના માતા-પિતા કે એવા સ્નેહિજનના મરણ પાછળ એમની સ્મૃતિ જળવાઇ રહે તેવું કરવાની ઇચ્છા હોય તો તેઓ સમાજના કેળવણી ફંડમાં કે એવાજ બીજાં કોઇ સમાજ ઉપયોગી કાર્યોમાં પૈસા વાપરી મરનારની સ્મૃતિને કાયમી બનાવી શકે છે. જેથી દાડો કરવાથી દાડો કરનાર અને મરનારની માત્ર બે દિવસ જ વાહવાહ થવાની હોય તેને બદલે કાયમી સમાજ સેવાના કાર્યનો યશ તેમને મળે છે. તો મરણ પાછળના દાડા કરવાથી થતા ખોટા અને મોટા ખર્ચમાંથી સમાજને ઉગારી લેવા આ ઠરાવને મંજુરી આપશો એવી આપ સૌ પ્રતિનિધિઓને મારી હાર્દિક પ્રાર્થના છે."

આ ઠરાવને ટેકો આપતાં શ્રી. લાલજી કરશન નવાવાસ (દુર્ગાપુર) વાળાએ પોતાની રમૂજી શૈલીમાં બોલતાં જણાવ્યું કે "હું આ ઠરાવને ટેકો આપવા ઉભો થયો છું. તેની પાછળ એક ખાસ કારણ છે. અમે તો આખી જીંદગી દાડા ખાધા છે, દાડા કર્યા છે

અને બીજાઓ પાસે કરાવ્યા છે. પણ બહુ મોડે મને સમજાયું છે કે દાડો કરવો એ ખોટું છે. દાડો કરવાથી નથી મરનારનું ભલું થતું, નથી દાડો કરનારનું થતું. કે નથી દાડો ખાનારનું ભલું થતું. એટલે દાડો ન જ કરવો જોઇએ એ ઠરાવને મારો પૂરેપૂરો ટેકો છે. પણ આ નાત પાસે મારે એક વિનંતિ કરવાની છે કે આ ઠરાવમાંથી મને થોડા વખત માટે બાદ રાખવો. કારણ કે હાલમાં જ મારી મા ગુજરી ગયાં છે. અને તેમના મરણ સમયે મેં એમને દાડો કરવાનું વચન આપ્યું છે. (શ્રી. લાલજીભાઇના આ કથનથી સમસ્ત શ્રોતા સમૂદાયમાં હાસ્યનું મોજું ફરી વળ્યું હતું. અને શ્રી. લાલજીભાઇ પોતે પણ તેમાંથી બાકાત રહી શકયા ન હતા.) એટલે મેં જે મારા માટે છુટની માગણી કરી છે તે મને આપો કે ન આપો પણ મરણ પાછળના દાડા તો બંધ થવા જ જોઇએ; એવો મારો પાકો અભિપ્રાય છે. અને તમને બધાને વિનંતિ કરૂં છું કે આ ઠરાવને પાસ કરજો."

આ ઠરાવ ઉપર બોલતાં શ્રી. નથુભાઇ નાનજી નખત્રાણાવાળાએ કહ્યું કે "આજના જમાનામાં આ ઠરાવનો કોઇ પણ વિરોધ કરે એ સંભવિત નથી. ગામે ગામથી આવેલા પ્રચાર પત્રિકાઓના જવાબમાં એકમતી છે. શ્રી. લાલજીભાઇ પોતાની માતાજીનો દાડો કરવાની રજા માગે છે, પણ એ રીતે રજા આપી શકાય નહીં. આમ તો શ્રી. લાલજીભાઇ પોતે પણ ઇચ્છે છે કે દાડા બંધ થવા જોઇએ. અને આ દાડા બંધ થવા બાબતમાં આખી જ્ઞાતિનો સહકાર છે જ તો આપ સૌ આ ઠરાવને પાસ કરી જ્ઞાતિને ખોટા ખર્ચમાંથી ઉગારી લેવા મદદરૂપ થશો એવી મારી વિનંતિ છે."

આ ઠરાવને અનુમોદન આપતાં શ્રી. વિરેન્દ્રભાઇએ જણાવ્યું કે "હું આ ઠરાવને હૃદય પૂર્વક ટેકો આપું છું આપણે એ ખાસ જોવાનું છે કે મુરબ્બી શ્રી. લાલજીભાઇ જેવા જુની પેઢીના પ્રતિનિધિ અને આગેવાન જેઓ આખી જીંદગી દાડો થાય એમાં કંઈ ખોટું નથી એમ માનતા આવ્યા છે અને વર્તતા આવ્યા છે, જે એમણે પોતે જ અહીં કબુલ કર્યું છે. આવા ભાઇઓનું જો પરિવર્તન થતું હોય તો દાડો કરવો એ કેટલી અયોગ્ય બીના છે. શ્રી. લાલજીભાઇએ એમની માતાજીનો દાડો કરવાની જે રજા માગી છે એ ઠરાવ પરનો કોઇ સુધારો નથી. શ્રી. નથુભાઇએ જણાવ્યું કે આવી રજા આપવી જોઇએ નહીં.' પણ નથુભાઈની સમજવામાં જરા ભૂલ થઇ હોય તેમ જણાય છે. કારણ કે સાચી વાત તો એ છે કે મુરબ્બી શ્રી લાલજીભાઇ આ ઠરાવનું પુરેપુરૂં સમર્થન કરે છે. સમસ્ત જ્ઞાતિને લાગુ પડનારા ઠરાવો આ પરિષદ જ્યારે પસાર કરતી હોય ત્યારે એમાં વ્યકિતગત છૂટછાટો રાખવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી. શ્રી. લાલજીભાઇ એવી કોઇ છૂટછાટ માગતા હોય એમ મને તો નથી લાગતું. આતો મૂળ ચીજને ખૂબ જ સ્પષ્ટપણે અને પ્રમાણિકપણે મૂકવા માટે એમના રમુજી સ્વભાવ પ્રમાણે એમણે મૂકી છે. તો આપણે પણ તેને એજ રમૂજી હીતમાં લઇએ હું ફરીને એક વખત આ ઠરાવનું સમર્થન કરૂં છું. અને આપ સૌને સમર્થન કરવા વિનંતિ કરૂં છું."

ॐ

न हि सशद्दम्, पवित्रमिह विद्यते ।

શ્રીમદ્ભગવદ્ગીતા

જ્ઞાન સૌથી પવિત્ર વસ્તુ છે

# શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત

## શ્રી પાટીદાર વિદ્યાર્થીભવન

નખત્રાણા-કચ્છ

# દ્વિવાર્ષિક અહેવાલ

| સંવત | ઇસ્વીસન |
|---|---|
| ૨૦૧૬-૧૭ | ૧૯૬૦-૬૧ |
| અને | અને |
| ૨૦૧૭-૧૮ | ૧૯૬૧-૬૨ |

# નિવેદન

શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત પાટીદાર વિદ્યાર્થીભવન, નખત્રાણા કચ્છનો સંવત ૨૦૧૬–૨૦૧૭ તથા ૨૦૧૭–૨૦૧૮ અને ઇસ્વીસન ૧૯૬૦–૧૯૬૧ તથા ૧૯૬૧–૧૯૬૨નો દ્વિવાર્ષિક અહેવાલ પ્રગટ કરતાં અમને ઘણોજ આનંદ થાય છે.

કચ્છ પ્રદેશ વિદ્યાભ્યાસમાં પછાત ગણાય છે. તેમાં પણ આપણી જ્ઞાતિ; જેનો મુખ્ય ધંધો ખેતીનો છે; તેમાં તો અક્ષરજ્ઞાન મેળવવા પૂરતી પણ સગવડ ન હતી. આજે પણ આપણા સમાજનો ઘણો ભાગ છૂટો છવાયો, ભણતર વિનાનો, ગરીબ હાલતમાં નાનાં નાનાં ગામડાંઓમાં વેરાયેલો પડયો છે. હવે સમય બદલાયો છે. આપણો દેશ સ્વતંત્ર થયો છે. રાજકીય સ્વતંત્રતાની સાથે આર્થિક અને સામાજિક વિકાસ તરફ આપણે આગળ વધી રહ્યા છીએ. આપણી જ્ઞાતિ પણ ઈશ્વરકૃપાથી આર્થિક અને સામાજિક વિકાસમાં આગળ વધી દેશહિતમાં પોતાનો ફાળો યથાશકિત આપી રહી છે. જ્ઞાતિમાં કેળવણી પ્રત્યે પ્રેમ અને અનુરાગ વધ્યાં છે. આપણી જ્ઞાતિનાં ઘણાં બાળકો ઉચ્ચ કેળવણી લેતાં થયાં છે. ભારત બહાર પરદેશમાં પણ વિદ્યાભ્યાસ માટે ગયાં છે અને ઉચ્ચ કેળવણી લીધી છે. ઘણા વિદ્યાર્થીઓ આગળ વધી શકે તેવી બુદ્ધિ અને શકિત ધરાવતા હોય છે. તેમને અભ્યાસ માટે યોગ્ય સાધન અને સગવડ આપવામાં આવે તો અભ્યાસમાં આગળ વધી પોતાનાં જીવનનો માર્ગ સરળ બનાવી જીવનને સુખી કરી શકે અને સમાજ તથા દેશને પણ ઉપયોગી બની શકે. તેથી આપણા સમાજના આગેવાન કાર્યકર ભાઇઓની સમાજ તરફની ભલી લાગણી, સતત મહેનત, માર્ગ-દર્શન અને મદદથી કેળવણીની આ મહાન સંસ્થા–વિદ્યાધામ–આપણા સમાજનાં બાળકો માટે આપણે શરૂ કરી શકીએ છીએ.

આ સંસ્થામાં આપણાં બાળકોને અપાતાં શિક્ષણ, સંસ્કાર, સગવડ, વગેરેનો અહેવાલ આ સાથે રજુ કરેલ છે. અમારી યથાશકિતમતિ, શુદ્ધ નિષ્ઠા અને સદ્ભાવનાથી સંસ્થાનો વહિવટ ચલાવવાનો અમે પ્રયત્ન કરેલો છે, તેની અમે ખાતરી આપીએ છીએ. તે સાથે અમો અમારી મર્યાદાઓ પણ સમજીએ છીએ. આવી મહાન સંસ્થા ચલાવવાનો અમારો આ પ્રથમજ પ્રસંગ અને પ્રયત્ન છે. એટલે તેના વહિવટમાં કયારેક કંઇક ખામી રહી હોય તેવો સંભવ છે. તે માટે અમને વાંચકો દરગુજર કરશે એવી અમે આશા રાખીએ છીએ.

આ સંસ્થાના સંચાલનમાં અમને અવારનવાર માર્ગદર્શન અને મદદ મળતાં રહેલ છે. ખાસ કરીને સમાજના પ્રમુખ શ્રી શિવદાસભાઇ કાનજી તથા મુરબ્બીશ્રી ભીમજીભાઇ કેસરા અને સમાજના અન્ય આગેવાન કાર્યકર ભાઇઓ તરફથી અમને ઘણીવાર યોગ્ય સલાહ અને માર્ગદર્શન મળેલાં છે. ઉપરાંત કેટલાક ભાઇઓ તરફથી આ સંસ્થાને રોકડ રકમ, ચીજ વસ્તુ, અનાજ, જમણ વગેરેની ભેટ અવાર નવાર મળેલ છે, તેવીજ રીતે આ સંસ્થાના વિદ્યાર્થીઓને હાઇસ્કૂલમાં દાખલ કરાવવા બાબતમાં અને અભ્યાસ વગેરે સંબંધમાં કચ્છના શિક્ષણાધિકારી સાહેબ અને નખત્રાણા હાઇસ્કૂલના હેડમાસ્તર સાહેબ તથા અન્ય શિક્ષક ભાઇઓ તરફથી ઘણીજ સહાનુભૂતિ અને સહાય સાંપડતાં રહે છે. સરકારી મેડીકલ ઓફિસર સાહેબ શ્રી અમરચંદભાઇ ગાલા તેમજ પ્રાઇવેટ પ્રેકટીશનર ડોકટર શ્રી આસુમલભાઇ તરફથી વિદ્યાર્થીઓને બિમારી પ્રસંગે અવારનવાર યોગ્ય સલાહ તથા દવા વગેરે મળતાં રહે છે અને કોઇ પણ જાતની ફી લીધા વગર સંસ્થામાં આવીને પણ વિદ્યાર્થીઓની સારવાર કરવામાં આવેલ છે. શ્રી નખત્રાણા તાલુકાના વિકાસ ઘટક અધિકારી સાહેબ શ્રી અઘેરા અને તેમના સ્ટાફના અન્ય ભાઇઓએ વિદ્યાર્થીઓને રમતગમત અને મનોરંજનની પ્રવૃત્તિઓમાં યોગ્ય માર્ગદર્શન અને મદદ આપી સારો વિકાસ કરાવેલ છે. શ્રી ઇલેકટ્રીક પાવર હાઉસના અધિકારી સાહેબ તરફથી સંસ્થાને મળતા વીજળીના પૂરવઠા અંગે ખૂબ કાળજી રાખવામાં આવેલ છે. વળી ફોરેસ્ટ ખાતાના અધિકારી સાહેબ તરફથી વૃક્ષારોપણ પ્રસંગે જોઇતા રોપા વગેરેની મદદ મળેલ છે. શ્રી સ્ટેટ રોડ ટ્રાન્સપોર્ટ ખાતાના અધિકારી સાહેબ તરફથી સંસ્થાની નજીકમાં બસ સ્ટોપની ગોઠવણ કરી આપવામાં આવેલ છે. ઉપરાંત સંસ્થામાં જ્યારે જ્યારે રાષ્ટ્રીય પર્વ વગેરેની ઉજવણી થયેલ છે ત્યારે ત્યારે શ્રી ડેપ્યુટી કલેકટર સાહેબ, શ્રી જજ સાહેબ, શ્રી મામલતદાર સાહેબ અને અન્ય આધકારી સાહેબો, લોકલ બોર્ડના પ્રમુખ શ્રી જુગતરામભાઇ રાવળ, નખત્રણાના સરપંચ શ્રી, વેપારીઓ, સામાજીક કાર્યકરો અને વકીલ સાહેબોએ, તે પ્રસંગોએ હાજરી આપી તેમાં ભાગ લઇ સંસ્થાના વિદ્યાર્થીઓને ઉત્સાહિત કરેલ છે. તેમજ સંસ્થાની મુલાકાતે પધારેલા મહાનુભાવોએ વિદ્યાર્થીઓને અવાર નવાર જે ઉદ્બોધન કરેલાં છે તે માટે આ બધા મુરબ્બીઓ, કાર્યકર ભાઇઓ, સરકારી અધિકારી સાહેબો, વકીલ સાહેબો, વેપારીઓ, વગેરેનો અમે આ તકે ઘણોજ આભાર માનીએ છીએ. ભવિષ્યમાં પણ એમના તરફથી અમને યોગ્ય માર્ગદર્શન મદદ અને સહાનુભૂતિ મળતાં રહેશે એવી આશા રાખીએ છીએ. ઉપરાંત સંસ્થાના કર્મચારીઓ અને વિદ્યાર્થીઓએ સંસ્થાના સંચાલનમાં જે સાથ અને સહકાર આપેલ છે તે બદલ અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

અંતમાં શ્રી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે અમારી નમ્ર પ્રાર્થના છે કે આપણે એક બીજાના સાથ અને સહકારથી કેળવણીની આપણી આ મહાન સંસ્થા-આપણા વિદ્યાધામની પ્રગતિ અને વિકાસ સાધી શકીએ એવી શકિત અને મતિ આપણને પ્રાપ્ત થાય. એજ અભ્યર્થના.



# શ્રી કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલિત પાટીદાર વિદ્યાર્થીભવન, નખત્રાણા–કચ્છ

## સંસ્થાનું મકાન

૧૫,૬૦૯ ચોરસ વારના એક મોટા પ્લોટમાં પશ્ચિમ બાજુ પૂર્વાભિમૂખ ૩૬૦ ફુટ લાંબું એક મજલાવાળું-એક નીચે અને એક ઉપર માળવાળું-એક વિશાળ મકાન બાંધવામાં આવેલ છે. તેમાં એક રૂમમાં ચાર વિદ્યાર્થીઓ પૂરી સગવડથી સાથે રહી શકે એવા ૪૮ રૂમ, તથા નીચે અને ઉપર મળીને ચાર વિશાળ ઓરડા અને વચમાં કાર્યાલય માટેનો એક મોટો ઓફિસરૂમ બનાવવામાં આવેલ છે.

પ્લોટમાં ઉત્તર તરફ દક્ષિણાભિમૂખ એકી સાથે ૨૫૦ વિદ્યાર્થીઓ જમી શકે એવો સંપૂર્ણ સગવડતાવાળો મોટો ભોજનખંડ, તે સાથે એક રસોઈઘર, એક રાશન રાખવા માટેનો કોઠારરૂમ અને નળથી પાણીની સગવડવાળું એક વિશાળ મકાન બનાવવામાં આવેલ છે.

પ્લોટની દક્ષિણ બાજુએ કૂવો બનાવવામાં આવેલ છે, અને તે પર ઇલેકટ્રીક મોટર–પંપ બેસાડી પાણી માટેની સગવડ કરવામાં આવી છે. કૂવાની બાજુમાં નાવા–ધોવા માટે સોળ સ્નાનગૃહ નળનાં પાણીની સગવડવાળાં બાંધવામાં આવેલ છે.

પ્લોટની પૂર્વ બાજુએ એક વિશાળ દરવાજો, દરવાજાની બંને બાજુ મોટા ઓટલા અને એક એક રૂમ બનાવવામાં આવેલ છે. અને દક્ષિણ બાજુએ પણ એક દરવાજો તથા ચોકીદાર માટે એક રૂમની ગોઠવણ કરવામાં આવી છે. અને પ્લોટના ઇશાન ખૂણામાં છેડે જાજરૂની ગોઠવણ કરવામાં આવી છે.

આખા મકાનમાં બધી જગાએ ઇલેકટ્રીક લાઇટની સગવડ કરવામાં આવી છે. આ આખા પ્લોટને પાકી દિવાલથી ઘેરી લેવામાં આવેલ છે. મૂખ્ય મકાનની વચમાં ઉપર એક મોટું ઘડિયાળ–ટાવર–ટકોરાવાળું બેસાડવામાં આવેલ છે.

આ મકાનનું ઉદ્‌ઘાટન તા. ૧૧-૫-૧૯૬૦ વૈશાખ સુદ ૧૫ સંવત ૨૦૧૬ ના શુભ દિને શ્રી. શિવદાસભાઇ કાનજીના પ્રમુખપદે શ્રી. ભીમજીભાઇ કેસરાના શુભહસ્તે કરવામાં આવેલ અને ઉનાળાની રજા બાદ વિદ્યાર્થીઓનાં આગમનથી તારીખ ૧૩-૬-૧૯૬૦ થી સંસ્થાની કાર્યવાહી પદ્ધતિસર શરૂ કરવામાં આવી.

## અભ્યાસની ગોઠવણ

સંસ્થામાં સામાન્ય રીતે વિદ્યાર્થીઓને ગુજરાતી છઠ્ઠા વર્ગથી દાખલ કરવામાં આવે છે, તેમ છતાં કેટલાંક ગામોમાં પાંચમા વર્ગના અભ્યાસની સારી સગવડ ન હોતાં તેવાં ગામોના વિદ્યાર્થીઓને અપવાદ રૂપે ગુજરાતી પાંચમા વર્ગથી દાખલ કરવામાં આવેલ છે. એવી રીતે પાંચમા વર્ગથી અગ્યારમાં વર્ગ સુધીના વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવેલ છે. અભ્યાસ માટે વિદ્યાર્થીઓ ભવનની બાજુમાંજ આવેલ શેઠશ્રી કે. વી. (ગવર્નમેન્ટ) હાઈસ્કૂલમાં જાય છે. સારો અભ્યાસ અને સારા સંસ્કાર એ આપણી સંસ્થાનો ઉદ્દેશ હોતાં વિદ્યાર્થીઓને અભ્યાસમાં સુગમતા થાય તે માટે સંસ્થામાં નકશા—પુસ્તકો અને બીજાં સાધનો વસાવવામાં આવેલ છે. તથા ગૃહપતિ તરફથી તેમના અભ્યાસ ઉપર દેખરેખ રાખવામાં અને મદદ કરવામાં આવે છે. જેથી કેટલાક વિદ્યાર્થીઓ પોતપોતાના વર્ગમાં ઉંચો નંબર રાખી છ માસિક અને વાર્ષિક પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયા છે, તેમજ તેમના વર્ગના ચાલુ અભ્યાસ ઉપરાંત ખાસ જૂદો અભ્યાસ કરી રાષ્ટ્રભાષા હિન્દીની અલગ પરીક્ષા આપી તેમાં પણ સારે નંબરે પાસ થયા છે. જેની વિગત અન્યત્ર આપવામાં આવી છે.

## ધાર્મિક શિક્ષણ અને નૈતિક કેળવણી

વિદ્યાર્થીભવનમાં કોઈ ખાસ વિશિષ્ટ ધર્મનો પ્રચાર કરવામાં અથવા ઉપદેશ કે શિક્ષણ આપવામાં આવતાં નથી. પરંતુ વિદ્યાર્થીઓ સર્વધર્મ સમભાવવાળા બને, તેમનામાં ધર્મ અને નીતિના સંસ્કાર પડે, તેઓ માનવતાના ઉચ્ચ ગુણો કેળવે, સારૂં શિક્ષણ અને સારા સંસ્કાર પામી, દેશ અને સમાજને ઉપયોગી બને તથા આત્મજ્ઞાન મેળવે તેની ખાસ કાળજી રાખવામાં આવે છે. તેથી દરરોજ સવાર સાંજ પ્રાર્થના કરવામાં આવે છે. અને પ્રાર્થના પછી ગૃહપતિ તરફથી પ્રાસંગિક પ્રવચન કરવામાં આવે છે. વળી સંસ્થામાં ગીતા-વર્ગ શરૂ કરવામાં આવેલ છે તેમાં વિદ્યાર્થીઓને ગીતાપાઠ કરાવવામાં આવે છે અને દરેક વિદ્યાર્થીને શ્રીમદ્ભગવદ્ગીતાનું પુસ્તક આપવામાં આવેલ છે.

વિદ્યાર્થીઓ રાષ્ટ્રીય ભાવના કેળવે, સંપ સલાહથી રહી સહકારની ભાવનાથી કામ કરે, ધર્મ અને નીતિના સંસ્કાર પામે, સામાન્ય જ્ઞાન મેળવી શકે, તે વગેરે હેતુથી સંસ્થામાં રાષ્ટ્રીય, સામાજીક અને અન્ય કાર્યક્રમો ગોઠવવામાં આવે છે. વર્ષ દરમ્યાન સ્વાતંત્ર્યદિન, વનમહોત્સવ, મહાત્મા ગાંધી જયંતી, ધ્વજદિન, પ્રજાસત્તાકદિન, પૂજ્ય ગાંધીજીનો નિર્વાણ દિન, વગેરે ઉજવવામાં આવેલ હતાં. શ્રાવણી પૂનમને દિને રક્ષાબંધન અને જે વિદ્યાર્થીઓએ જનોઈ ધારણ કરેલ છે તે વિદ્યાર્થીઓની જનોઈ શાસ્ત્રોક્ત રીતે બદલાવવાની ગોઠવણ કરવામાં આવી હતી. આવી રીતે તહેવારો વગેરેની ઉજવણી કરવામાં આવે છે અને વિશિષ્ટ વ્યક્તિઓનાં પ્રવચનો ગોઠવવામાં આવે છે, જેમાં કચ્છ જીલ્લા કલેક્ટર શ્રી ખાબડે સાહેબ, કચ્છ ડિસ્ટ્રીક્ટ એન્ડ સેશન્સ જજ શ્રી સોલંકી સાહેબ, કચ્છ જીલ્લા શિક્ષણાધિકારી સાહેબ, નખત્રાણા હાઈસ્કૂલના હેડમાસ્તર સાહેબ, વિકાસ ઘટક અધિકારી શ્રી અધેરા સાહેબ, પોસ્ટલ ઇન્સ્પેક્ટર સાહેબ,

રાજકોટ વિભાગના આરોગ્યકેન્દ્રના ડેપ્યુટી ડાયરેકટર ઓફ હેલ્થ શ્રી દારોગા સાહેબ, ભૂદાન કાર્યકર શ્રી સંઘવી અને શ્રી વાલજીભાઈ, સમાજના પ્રમુખશ્રી શિવદાસભાઇ કાનજી તથા અન્ય આગેવાન કાર્યકર ભાઇઓ, મુંબઇ સમાજના કાર્યકર શ્રી ખીમજીભાઇ કચરાભાઇ તથા શ્રી માવજીભાઇ ધનજીભાઇ વગેરે વિશિષ્ટ વ્યકિતઓનાં પ્રવચનોનો લાભ વિદ્યાર્થીઓને મળેલ હતો.

## શારીરિક શિક્ષણ

વિદ્યાર્થીઓની તંદુરસ્તી સુધરે તે માટે વ્યાયામ અને રમતગમતની ગોઠવણ નિયમિત કરવામાં આવેલ છે. સમયપત્રકમાં જણાવ્યા મુજબ વિદ્યાર્થીઓ સવારમાં દરરોજ અર્ધો કલાક પદ્ધતિસર ડ્રીલ, પેરેડ, કવાયત કે કસરત કરે છે. ઉપરાંત સંસ્થાના ચોગાનમાં ખોખો, હુતુતુ, લંગડી, વગેરે પોતાને મનપસંદ રમતો સાંજે રમે છે સંસ્થામાં ક્રિકેટ, ફુટબોલ, અને વોલીબોલનાં સાધનો વસાવવામાં આવેલ છે. વિદ્યાર્થીઓ તે રમતો રમે છે. અને સગવડે તેમની મેચ–હરિફાઇ વગેરે પણ ગોઠવવામાં આવે છે. હાઇસ્કૂલની ક્રિકેટ ટીમમાં અને બીજી રમતોમાં પણ કેટલાક વિદ્યાર્થીઓ રમવા જાય છે વળી ડાંડીઆરાસ તેમજ તાલુકા કક્ષાએ ગોઠવાતી રમતગમતની હરિફાઇઓમાં પણ વિદ્યાર્થીઓ ભાગ લે છે. ૧૯૬૦–૧૯૬૧ ની સાલે શ્રી નખત્રાણા વિકાસ ઘટક ખાતા તરફથી તા. ૨૪–૯–૧૯૬૦ ને રોજ રાસ હરિફાઇ સમારંભ યોજવામાં આવેલ હતો. તેમાં જુદાં જુદાં ગામોમાંથી આવેલ રાસમંડળીઓએ ભાગ લીધો હતો. સંસ્થાના વિદ્યાર્થીઓએ પણ ભાગ લીધો હતો, અને ડાંડીઆરાસનો કાર્યક્રમ રજુ કર્યો હતો. આ હરિફાઇમાં આપણા વિદ્યાર્થીઓને પહેલું ઇનામ મળેલ હતું. ત્યારબાદ તા. ૨–૧૦–૧૯૬૦ ને રોજ કચ્છ જીલ્લા વિકાસ ઘટક તરફથી ભુજમાં રાસ હરિફાઇ સમારંભ યોજવામાં આવેલ તેમાં જુદા જુદા તાલુકામાંથી પ્રથમ નંબરે આવેલ મંડળીઓએ ભાગ લીધો હતો. આપણા વિદ્યાર્થીઓને પણ શ્રી નખત્રાણા વિકાસ ઘટક તરફથી ભુજ મોકલવામાં આવેલ. ભુજ હરિફાઇમાં પણ તેમણે સારો દેખાવ કરેલ અને બીજે નંબરે આવેલ હતા. આવીજ રીતે ૧૯૬૧–૧૯૬૨ ની સાલ દરમ્યાન પણ તા. ૬–૧૦–૧૯૬૧ ને રોજ નખત્રાણામાં રાસ હરિફાઇ સમારંભ યોજવામાં આવેલ તેમાં આપણા વિદ્યાર્થીઓને તાલુકાનું પહેલું ઇનામ મળેલું હતું. તે અન્વયે તા. ૧૦–૧૦–૧૯૬૧ ને રોજ ભુજમાં રાસ હરિફાઇમાં પણ આપણા વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો અને ત્યાં તેમને આશ્વાસન ઇનામ રૂપીઆ પંદરનું મળેલ હતું. વળી ૧૯૬૦ ના નવેમ્બરમાં નખત્રાણા તાલુકા કક્ષાએ નખત્રાણા હાઇસ્કૂલના ચોગાનમાં રમતોત્સવ યોજવામાં આવેલ તેમાં તાલુકાભરમાંથી જુદાં જુદાં ગામોની સંસ્થાના વિદ્યાર્થીઓ તેમજ અન્ય જનોએ જૂદી જૂદી રમતોમાં ભાગ લીધો હતો. ભવનના કેટલાક વિદ્યાર્થીઓએ તે હરિફાઇમાં ભાગ લીધો હતો અને નીચે મુજબનાં ઇનામો મેળવ્યાં હતાં.

| | | |
|---|---|---|
| ૧. કેશવલાલ ધનજી | પંદરસો મીટરની દોડ | પહેલું ઇનામ |
| ૨. નારાણ ધનજી | ત્રણસો મીટરની દોડ | પહેલું ઇનામ |
| ૩. વેલજી લધાભાઈ | એકસો મીટરની દોડ | પહેલું ઇનામ |

| | | | |
|---|---|---|---|
| ૪. | વેલજી લધાભાઈ | ગોળા ફેંક | પહેલુ ઇનામ |
| ૫. | ગંગારામ હીરાલાલ | લાંબો–કૂદકો | પહેલું ઇનામ |
| ૬. | ગંગારામ હીરાલાલ | ઊંચો કૂદકો | પહેલું ઇનામ |

### કિશોર વિભાગમાં

| | | | |
|---|---|---|---|
| ૧. | મેઘજી પ્રેમજી | આઠસો મીટરની દોડ | બીજું ઈનામ |
| ૨. | ગંગદાસ હરજી | એકસો મીટરની દોડ | પહેલું ઈનામ |
| ૩. | શામજી લાલજી | આઠ રતલી ગોળા ફેંક | પહેલું ઈનામ |
| ૪. | ઝવેરીલાલ માવજી | આઠ રતલી ગોળાફેંક | બીજું ઈનામ |
| ૫. | શિવજી ભીમજી | લાંબો–કૂદકો | બીજું ઇનામ |
| ૬. | કરમસી અબજી | ઊંચો–કૂદકો | પહેલું ઇનામ |
| ૭. | મૂળજી રામજી | ઊંચો–કૂદકો | બીજું ઇનામ |

તેવી જ રીતે ૧૯૬૧ના નવેમ્બરમાં પણ રમતોત્સવ થયેલ તેમાં આપણા વિદ્યાર્થી-ઓએ ભાગ લીધો હતો અને નીચે મુજબનાં ઇનામ મેળવ્યાં હતાં.

### કુમાર વિભાગમાં

| | | | |
|---|---|---|---|
| ૧. | કલ્યાણજી ભીમજી | પાંચ હજાર મીટરની દોડ | પહેલું ઇનામ |
| ૨. | નારાણ ધનજી | પંદરસો મીટરની દોડ | પહેલું ઇનામ |
| ૩. | વેલજી લધાભાઇ | પંદરસો મીટરની દોડ | બીજુ ઈનામ |
| ૪. | વેલજી લધાભાઇ | એકસો મીટરની દોડ | પહેલું ઇનામ |
| ૫. | નારાણ ધનજી | એકસો મીટરની દોડ | બીજું ઇનામ |
| ૬. | ગંગારામ હીરાલાલ | ઊંચો–કૂદકો | પહેલું ઇનાન |
| ૭. | કલ્યાણજી ભીમજી | ઊંચો–કૂદકો | બીજું ઇનામ |
| ૮. | ગંગારામ હીરાલાલ | લાંબો–કૂદકો | પહેલું ઇનામ |
| ૯. | વેલજી લધાભાઇ | લાંબો–કૂદકો | બીજું ઈનામ |
| ૧૦. | વેલજી લધાભાઇ | બાર રતલી ગોળા ફેંક | બીજું ઈનામ |

ઉપરાંત મનોરંજન કાર્યક્રમમાં ૧૯૬૦ના સપ્ટેમ્બર માસમાં વિદ્યાર્થીઓ તરફથી "આઝાદ ભારત અથવા સત્યનો જય" નામનું નાટક ભજવી બતાવવામાં આવેલ હતું અને તે પ્રેક્ષકોને ઘણુંજ ગમ્યું હતું. તથા સને ૧૯૬૧ના ઓગસ્ટ માસમાં ગામશ્રી નાના અંગીઆ મધે શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠાના શુભ પ્રસંગે શ્રી અંગીઆ સમાજ તરફથી ભવનના વિદ્યાર્થીઓ અને કર્મચારીઓને આમંત્રણ મળતાં સંસ્થાના કેટલાક વિદ્યા-ર્થીઓ તે પ્રસંગે સ્વયંસેવક તરીકે અંગીઆ ગયા હતા અને ત્યાં કામકાજમાં ઘણા ઉપયોગી થયા હતા.

સિવાય વિદ્યાર્થીઓ શ્રમનો મહિમા સમજે, સેવાભાવના કેળવે, અને અરસપરસ ભાઈચારાથી વર્તી કામ કરે તે માટે વિદ્યાર્થીઓની ચાર ટુકડીઓ પાડવામાં આવી છે, દરેક ટુકડીનો એક નાયક અને એક ઉપનાયક હોય છે. તે પોતપોતાની ટુકડીને કસરત–કવાયત–રમત ગમત–શીખવે, સંસ્થાનાં કામકાજમાં મદદ કરે, સફાઈ વગેરે કાર્યક્રમો ગોઠવે અને બગીચાનું કામકાજ સંભાળે. વળી દરેક ઓરડામાં ચાર વિદ્યાર્થી રહે છે, તેમાંથી એક નેતા હોય છે તે પોતાની ઓરડીની સફાઈ, વ્યવસ્થા વગેરે કામકાજ ઓરડીના બીજા ભાઈઓ સાથે રહીને સંભાળે છે અને સૌથી ઉપર અધિનાયક હોય છે જે સઘળા વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખી માર્ગદર્શન આપે છે. અને આવી રીતે વિદ્યાર્થીઓને સામાન્ય કામકાજ વ્યવસ્થા વગેરેની તાલીમ મળી શકે છે.

### પુસ્તકાલય અને વાંચનાલય
### તથા હસ્તલિખિત અંક "દીપક"

ઇતરવાચન વિદ્યાર્થીઓનાં જ્ઞાન વિકાસ માટેનું જરૂરી સાધન છે. વિદ્યાર્થીઓ દેશ અને દુનિયાના બનાવોથી પરિચિત રહે અને વિશ્વના બદલાતા વાતાવરણથી વાકેફ થાય, સારાં પુસ્તકો વાંચી સારૂં જ્ઞાન મેળવે, સારી ભાવનાવાળા અને સદ્ગુણી બને તે હેતુથી સંસ્થામાં વિદ્યાર્થી પુસ્તકાલય અને વાચનાલયની ગોઠવણ કરવામાં આવી છે. પુસ્તકાલયમાં હાલે આશરે ત્રણસો પુસ્તકો છે અને વાચનાલય માટે માસિકમાં જનકલ્યાણ, અખંડાનંદ, જાગૃતિ, તથા દૈનિકમાં "મુંબઇ સમાચાર" અને "કચ્છમિત્ર" તેમજ સર્વોદયનું "ભૂમિપુત્ર" વગેરે વર્તમાનપત્રો આવે છે. આ પુસ્તકાલય અને વાચનાલયનું સંચાલન મૂખ્યત્વે વિદ્યાર્થીઓજ કરે છે.

આ પ્રવૃત્તિનાં સુફળ તરીકે વિદ્યાર્થીઓ તરફથી એક હસ્તલિખિત અંક "દીપક" તૈયાર કરવામાં આવેલ. તેનું ઉદ્ઘાટન તા. ૨૬–૧–૧૯૬૨ ને રોજ શ્રી નખત્રાણા મામલદાર સાહેબના શુભહસ્તે કરવામાં આવેલ હતું. સદરહુ અંક સારી રીતે તૈયાર કરવા બદલ શ્રી મામલતદાર સાહેબ અને અન્ય સદ્ગૃહસ્થો તરફથી વિદ્યાર્થીઓને અભિનંદન આપવામાં આવેલ હતાં.

### વિદ્યાર્થી વસ્તુભંડાર

સંસ્થાના વિદ્યાર્થીઓને અભ્યાસમાં ઉપયોગી ચીજ–વસ્તુ જેવી કે, નોટબુક, પેન્સીલ, શાહી, વગેરે લેવા માટે વિદ્યાર્થીઓને અવારનવાર ગામમાં જવું પડતું તેમાં તેમનો કેટલોક સમય પસાર થઇ જતો. તેમજ કેટલીક વખત ચીજ વસ્તુ મોંઘી પણ મળે, જેથી વિદ્યાર્થીઓનો સમય બચે, તેમને જોઇતી અને ઉપયોગી ચીજ વસ્તુ સારી તથા કિફાયતથી મળે તે હેતુથી સંસ્થામાં વિદ્યાર્થી વસ્તુભંડાર ચાલુ કરવામાં આવેલ છે. હાલે તેમાં નોટબુક, પેન્સીલ, સાબુ, પોસ્ટકાર્ડ, વગેરે ચીજો રાખવામાં આવેલ છે. ભવિષ્યમાં આ ભંડારને વિશેષ વિકસાવવાની અમારી ઉમેદ છે. વિદ્યાર્થીઓને ખરીદ, વેચાણ, નામું, હિસાબ, વગેરે કામનો અનુભવ મળી શકે તે માટે ભંડારનો વહિવટ વિદ્યાર્થીઓ ગૃહપતિનાં માર્ગદર્શન હેઠળ સંભાળે છે.



વિદ્યાર્થીઓની કવાયતનું એક વધુ દૃશ્ય

### વૈદકીય ગોઠવણ

સંસ્થામાં લગભગ સોએક વિદ્યાર્થી રહે છે. ઉપરાંતમાં કર્મચારીઓ પણ રહે છે. તેથી કોઈને કોઈ પ્રસંગે દવા કે સારવારની જરૂર પડે એ સ્વાભાવિક છે. ઈશ્વરકૃપાથી આ મુદ્દત દરમ્યાન વિદ્યાર્થીઓનું આરોગ્ય સામાન્ય રીતે સંતોષકારક રહેલ છે. તેમ છતાં આવડી મોટી જનસંખ્યામાં કયારેક તાવ, શરદી, પેટમાં દુઃખવું કે કયાંક કોઈને કંઈ અકસ્માતથી વાગી જવું વગેરે નાની નાની તકલીફો થયા કરે, તેથી પ્રાથમિક ઉપચાર માટે કેટલીક દેશી પરદેશી દવાઓ સંસ્થામાં રાખવામાં આવે છે. તેમજ આવે પ્રસંગે સરકારી આરોગ્ય કેન્દ્રમાંથી દવા અને સારવાર સરખી રીતે મળેલ છે. વળી કયાંરેક કોઈ વિદ્યાર્થીને ઓચિંતા રાતભાગમાં દર્દ થઈ આવતાં સરકારી ડોકટર શ્રી અમરચંદ રતનસી ગાલાએ ભવનમાં આવી જરૂરી સમય રોકાઈને વિદ્યાર્થીની સારવાર કરેલ છે. તેવીજ રીતે પ્રાઈવેટ પ્રેકટીશનર ડોકટર શ્રી આસુમલે પણ જરૂરને વખતે ભવનમાં આવી વિદ્યાર્થીઓની દવા અને સારવાર કરેલ છે. આમ આ બંને ડોકટરોએ વિઝિટ ફી વગેરે લીધા વગર સંસ્થાના વિદ્યાર્થીઓ તરફ સહાનુભૂતિ બતાવી દવા આપી સારી સારવાર કરેલ છે.

### બસ સ્ટોપની ગોઠવણ

સંસ્થાના વિદ્યાર્થીઓ તેમજ તેમના વાલીઓ કે કાર્યકર ભાઈઓ બસથી બહારગામથી નખત્રાણા આવતા કે જતા ત્યારે તેમને બસસ્ટેન્ડથી સંસ્થા સુધી આવવા જવા માટે દૂર સુધી ચાલવું પડે અને તકલીફ થાય. કારણ કે આ સંસ્થાનું મકાન બસ સ્ટેન્ડથી લગભગ એક માઈલ દૂર છે. તેથી સ્ટેટ રોડ ટ્રાન્સપોર્ટ આધકારી સાહેબને સંસ્થા નજીક બસો ઊભી રહે તેવી ગોઠવણ કરી આપવા વિનંતિ કરેલ, તે પરથી તેમણે સંસ્થાની સામે નખત્રાણાથી કોટડા તરફ જતા ધોરી માર્ગ–સડક–પર બસ સ્ટોપની ગોઠવણ કરી તે માટેનું પાટીઉં ખોડાવી આપેલ છે. આવી રીતે સંસ્થામાં આવતા જતા વિદ્યાર્થીઓ અને બીજાઓ માટે સારી સગવડ કરી આપી છે.

### ભોજન વ્યવસ્થા

સંસ્થામાં વિદ્યાર્થીઓને સાદો પણ સારો, સાત્ત્વિક તેમજ પૌષ્ટિક ખોરાક આપ–વાની ખાસ કાળજી રાખવામાં આવે છે. હાલમાં ભોજન વ્યવસ્થા નીચે મુજબની છે.

દરરોજ સવારમાં નાસ્તામાં-દૂધ તોલા વીશ અને પલાળેલા ચણા.
બપોરના જમણમાં-ઘઉંની રોટલી, દાળ, ભાત, શાક અને છાશ.
સાંજના જમણમાં-ખીચડી, ઘી, કઢી અથવા કચુંબર, અથાણું કે કાંદા અને છાશ.
દર રવિવારે મિષ્ટાન્ન આપવામાં આવે છે.
ઋતુ અને સંજોગો અનુસાર ફેરફાર કરવામાં આવે છે.



# અવસાન નોંધ



નખત્રાણાના બોર્ડીંગના વિદ્યાર્થી
સ્વ. પટેલ હરીલાલ માવજી
વિથોણ-કચ્છ.

આપણી સંસ્થાના એક આશાસ્પદ સારા અને હોશિયાર વિદ્યાર્થી હરિલાલ માવજી વિથોણવાળા વર્ગ ૧૧ના, તા. ૨૭-૧૦-૬૧ શુક્રવારને રોજ સવારના સાડા દશ વાગે હૃદય બંધ થઇ જવાથી અકાળે થયેલ અવસાનની નોંધ લેતાં અમને ઘણું જ દુ:ખ અને દિલગીરી થાય છે. ભાઇ હરિલાલ ભણવામાં હોશિયાર, રમત ગમતમાં આગળ પડતો ભાગ લેનાર, વિવેકી, નિખાલસ મનના અને મળતાવડા સ્વભાવના હોઇ હાઇ-સ્કૂલમાં શિક્ષક વર્ગમાં તથા સહાધ્યાયીઓમાં તેમજ સંસ્થાના કર્મચારીઓ અને વિદ્યાર્થી ભાઇઓમાં ખૂબજ પ્રિય થઇ પડ્યા હતા. એટલુંજ નહિ પણ સમાજના કાર્યકર ભાઇઓની પણ ભાઈ હરિલાલ પ્રત્યેસારી લાગણી હતી. આવા અતિપ્રિય અને આશાસ્પદ વિદ્યાર્થીના અકાળ-ઓચિંતા દુ:ખદ અવસાનથી સંસ્થાના વિદ્યાર્થીઓ, કર્મચારીઓ અને સમાજના કાર્યકર ભાઇઓને ઘણુંજ દુ:ખ થયું છે. હાઇસ્કૂલના વિદ્યાર્થીઓ અને શિક્ષકભાઇઓ તરફથી સભા ભરી શોક પ્રદર્શિત કરવામાં આવેલ. સદ્દગતના આત્માની શાંતિ ઇચ્છી તે દિન માટે શાળાનું ચાલુ કામકાજ બંધ રાખવામાં આવેલ હતું. વિદ્યાર્થીભવનના વિદ્યાર્થીઓ અને કર્મચારીઓએ ભવનના પ્રાર્થના ખંડમાં એકઠા મળી સદ્દગતને અંજલી આપી હતી. સદ્દગતના આત્માને શાંતિ અને સદ્દગતના વાલીઓને આ દુ:ખદ વિયોગ સહન કરવાની શકિત આપે તેવી શ્રી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરી હતી અને રામધુન કરવામાં આવી હતી. ભાઇ હરિલાલના અમર આત્માને પ્રભુ શાન્તિ આપે એજ અભ્યર્થના.

# વાર્ષિક પરીક્ષાનાં પરિણામ

એપ્રિલ ૧૯૬૧માં થયેલ વાર્ષિક પરીક્ષામાં ૯૩ વિદ્યાર્થીઓ પરીક્ષામાં બેઠા હતા. તેમાંથી ૪૯ પૂરેપૂરા પાસ થયા અને ૩૩ ને ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવ્યા. બાકીના ૧૧ વિદ્યાર્થી નાપાસ થયા હતા. વર્ગવાર પરિણામ નીચે મુજબ છે:

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| | | | **વર્ગ ૧૧** | |
| ૧ | ૧ | માવજી જશાભાઇ | વિથોણ | એસ.એસ.સી. પરીક્ષામાં પાસ |
| | | **વર્ગ ૧૦** | | |
| ૨ | ૧ | હરિલાલ માવજી | વિથોણ | પાસ |
| ૩ | ૨ | કેશવલાલ ધનજી | આનંદસર (મંજલ) | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| | | | **વર્ગ ૯** | |
| ૪ | ૧ | ડાહ્યાલાલ માધવજી | ખોંભડી | પાસ |
| ૫ | ૨ | ગંગારામ હીરાલાલ | રસલીઆ | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| ૬ | ૩ | બાબુલાલ વાલજી | ટોડીઆ | ” ” |
| ૭ | ૪ | નારાણ ધનજી | વિથોણ | ” ” |
| ૮ | ૫ | રતનસી જેઠાભાઇ | ખોંભડી | ” ” |
| ૯ | ૬ | દાનાભાઇ રાજા | સાંયરા (જખવાળા) | ” ” |
| ૧૦ | ૭ | કલ્યાણજી ભીમજી | લુડવા | ” ” |
| ૧૧ | ૮ | મેઘજી પ્રેમજી | કોટડા (જડોદર) | નાપાસ |
| | | | **વર્ગ ૮** | |
| ૧૨ | ૧ | દેવજી કાનજી | નાના અંગીઆ | પાસ |
| ૧૩ | ૨ | નાનજી પ્રેમજી | વિથોણ | પાસ |
| ૧૪ | ૩ | ઓધવજી વાલજી | નાની અરલ | પાસ |
| ૧૫ | ૪ | શામજી કરમસી | લખમીપુર | પાસ |

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૧૬ | ૫ | બચુલાલ કાનજી | ખિડોઇ | પાસ |
| ૧૭ | ૬ | શંકરલાલ મનજી | ખિડોઇ | પાસ |
| ૧૮ | ૭ | વેલજી લધાભાઇ | લુડવા | પાસ |
| ૧૯ | ૮ | દામજી ખેતસી | લુડવા | પાસ |
| ૨૦ | ૯ | કરમસી અખજી | રતડીઆ | પાસ |
| ૨૧ | ૧૦ | દેવજી નાનજી | સાંયરા (જખવાળા) | પાસ |
| ૨૨ | ૧૧ | ધનજી પચાણ | મથલ | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| ૨૩ | ૧૨ | લખમસી ખીમ | મથલ | ,, ,, |
| ૨૪ | ૧૩ | છગનલાલ કાનજી | રવાપુર | ,, ,, |
| ૨૫ | ૧૪ | કરસન શામજી | રસલીઆ | ,, ,, |
| ૨૬ | ૧૫ | જીવરાજ કરમસી | રસલીઆ | ,, ,, |
| ૨૭ | ૧૬ | અરજણ માવજી | નેત્રા | ,, ,, |
| ૨૮ | ૧૭ | રામજી લાલજી | દેશળપુર (ગુંતળી) | ,, ,, |
| ૨૯ | ૧૮ | વેલજી વિશ્રામ | ખિડોઇ | ,, ,, |
| ૩૦ | ૧૯ | રામજી હરજી | ખોંભડી | ,, ,, |
| ૩૧ | ૨૦ | દેવજી રામજી | ખોંભડી | ,, ,, |
| ૩૨ | ૨૧ | માવજી રામજી | ટોડીઆ | નાપાસ |
| ૩૩ | ૨૨ | કાંતિલાલ દેવજી | જવાહરપુર | નાપાસ |
| ૩૪ | ૨૩ | મણિલાલ રામજી | ખોંભડી | નાપાસ |
| ૩૫ | ૨૪ | લખમસી વાલજી | વીરાણી (કોરા) | નાપાસ |
| ૩૬ | ૨૫ | રતનસી ધનજી | કોટડા (ચકાર) | નાપાસ |

### વર્ગ ૭

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૩૭ | ૧ | ભવાનજી કરશન | વીગોડી | પાસ |
| ૩૮ | ૨ | કાનજી રતનસી | ઉખરડા | પાસ |
| ૩૯ | ૩ | કેશવલાલ વીરજી | મથલ | પાસ |
| ૪૦ | ૪ | વેલજી નારાણ | વીરાણી (નખત્રાણા) | પાસ |
| ૪૧ | ૫ | અરજણ કરસન | દયાપુર | પાસ |
| ૪૨ | ૬ | શિવજી મેઘજી | સાંયરા (જખવાળા) | પાસ |
| ૪૩ | ૭ | દેવજી શિવજી | આનંદપુર (મંજલ) | પાસ |
| ૪૪ | ૮ | રમણિકલાલ નારાણ | ગઢશીશા | પાસ |
| ૪૫ | ૯ | મનજી માવજી | નેત્રા | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૪૬ | ૧૦ | કરસન નારાણ | દેવીસર | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ. |
| ૪૭ | ૧૧ | વીરજી રામજી | નાની અરલ | ,, ,, |
| ૪૮ | ૧૨ | વિશ્રામ પચાણ | ઉખરડા | ,, ,, |
| ૪૯ | ૧૩ | મૂળજી અરજણ | વિથોણ | ,, ,, |
| | | | વર્ગ ૬ | |
| ૫૦ | ૧ | દેવસી કરમસી | નાના અંગીઆ | પાસ |
| ૫૧ | ૨ | ગંગદાસ દાના | વિથોણ | પાસ |
| ૫૨ | ૩ | નારાણ હીરજી | કોટડા (જડોદર) | પાસ |
| ૫૩ | ૪ | ખેતરામ લાલજી | ટોડીઆ | પાસ |
| ૫૪ | ૫ | મનજી નાનજી | ટોડીઆ | પાસ |
| ૫૫ | ૬ | હીરજી રતનસી | હરિપુર | પાસ |
| ૫૬ | ૭ | મનજી ખીમજી | હરિપુર | પાસ |
| ૫૭ | ૮ | નાનજી શિવજી ચોધરી | ખીરસરા | પાસ |
| ૫૮ | ૯ | શિવજી ભીમજી | આંબાળા | પાસ |
| ૫૯ | ૧૦ | નથુરામ કરમસી | લખમીપુર | પાસ |
| ૬૦ | ૧૧ | ખીમજી દેવજી | સાંયરા (જખવાળા) | પાસ |
| ૬૧ | ૧૨ | મૂળજી રામજી | અરલ નાની | પાસ |
| ૬૨ | ૧૩ | મેગજી લધા | દેવીસર | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| ૬૩ | ૧૪ | વેલજી અરજણ | વિથોણ | ,, ,, |
| ૬૪ | ૧૫ | જયંતીલાલ વેલજી | વિથોણ | ,, ,, |
| ૬૫ | ૧૬ | ગોપાલ વીરજી | મથલ | ,, ,, |
| ૬૬ | ૧૭ | રામજી વીરજી | મથલ | ,, ,, |
| ૬૭ | ૧૮ | મૂળજી મનજી | રતડીઆ | ,, ,, |
| ૬૮ | ૧૯ | વાલજી કરસન | લુડવા | ,, ,, |
| ૬૯ | ૨૦ | ડાયાલાલ રામજી | લુડવા | ,, ,, |
| ૭૦ | ૨૧ | તુલસીદાસ કરસન | રસલીઆ | નાપાસ |
| ૭૧ | ૨૨ | વેલજી નથુભાઈ | નાની અરલ | નાપાસ |
| ૭૨ | ૨૩ | કરસન માવજી | ખીરસરા | નાપાસ |
| ૭૩ | ૨૪ | નાનજી શિવજી ભાવાણી | ખીરસરા | નાપાસ |
| | | | વર્ગ ૫ | |
| ૭૪ | ૧ | દામજી ધનજી | ખાનપુર | પાસ |
| ૭૫ | ૨ | શામજી જીવરાજ | ખાનપુર | પાસ |

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૭૬ | ૩ | ભીમજી ખીમજી | દયાપુર | પાસ |
| ૭૭ | ૪ | રવજી રામજી | આનંદપુર (મંજલ) | પાસ |
| ૭૮ | ૫ | લાલજી ખેતારામ | ઐયર | પાસ |
| ૭૯ | ૬ | બાબુલાલ નાનજી | નારાણપુર | પાસ |
| ૮૦ | ૭ | કરસન મનજી | પદમપુર | પાસ |
| ૮૧ | ૮ | શામજી દેવસી | ખોંભડી | પાસ |
| ૮૨ | ૯ | ભાણજી ગોપાલ | રતડીઆ | પાસ |
| ૮૩ | ૧૦ | ગોવિંદ ભીમજી | રતડીઆ | પાસ |
| ૮૪ | ૧૧ | મૂળજી નારાણ | રતડીઆ | પાસ |
| ૮૫ | ૧૨ | હીરજી રતનસી | રવાપુર | પાસ |
| ૮૬ | ૧૩ | લધારામ લાલજી | દેવીસર | પાસ |
| ૮૭ | ૧૪ | જેઠાલાલ ખેતાભાઈ | મથલ | પાસ |
| ૮૮ | ૧૫ | મૂળજી મેઘજી | ઉખરડા | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ. |
| ૮૯ | ૧૬ | જેઠાલાલ ગોપાલ | ઐયર | " " |
| ૯૦ | ૧૭ | પ્રેમજી કરસન | ખાનપુર | " " |
| ૯૧ | ૧૮ | શિવજી લાલજી | દેસળપુર (ગુંતળી) | નાપાસ |
| | | | **વર્ગ ૪** | |
| ૯૨ | ૧ | ભવાનજી પ્રેમજી | ગઢશીશા | પાસ |
| ૯૩ | ૨ | વિશ્રામ નાનજી | ગઢશીશા | પાસ |

| વર્ગ | કુલ બેઠા | પાસ | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ | નાપાસ |
|---|---|---|---|---|
| ૧૧ | ૧ | ૧ | — | — |
| ૧૦ | ૨ | ૧ | ૧ | — |
| ૯ | ૮ | ૧ | ૬ | ૧ |
| ૮ | ૨૫ | ૧૦ | ૧૦ | ૫ |
| ૭ | ૧૩ | ૮ | ૫ | — |
| ૬ | ૨૪ | ૧૨ | ૮ | ૪ |
| ૫ | ૧૮ | ૧૪ | ૩ | ૧ |
| ૪ | ૨ | ૨ | — | — |
| કુલ | ૯૩ | ૪૯ | ૩૩ | ૧૧ |

એપ્રિલ ૧૯૬૨ માં લેવાયલ વાર્ષિક પરીક્ષામાં ૯૦ વિદ્યાર્થીઓએ પરીક્ષા આપી હતી. તેમાંથી ૫૭ પૂરેપૂરા પાસ થયા હતા અને ૨૪ ને ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવ્યા. બાકીના ૯ વિદ્યાર્થી નાપાસ થયા હતા વર્ગવાર પરિણામ નીચે મુજબ છે:

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| | | | **વર્ગ ૧૧** | |
| ૧ | ૧ | દયારામ વાલજી | કોટડા (જડોદર) | એસ.એસ.સી. પરીક્ષામાં પાસ |
| ૨ | ૨ | જવેરીલાલ માવજી | નખત્રાણા | ,, ,, |
| ૩ | ૩ | કેશવલાલ ધનજી | આનંદસર (મંજલ) | નાપાસ |
| | | **વર્ગ ૧૦** | | |
| ૪ | ૧ | કલ્યાણજી ભીમજી | લુડવા | પાસ |
| ૫ | ૨ | ડાહ્યાલાલ માધવજી | ખોંભડી | પાસ |
| ૬ | ૩ | ગંગારામ હીરાલાલ | રસલીઆ | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| ૭ | ૪ | નારાણ ધનજી | વિથોણ | નાપાસ |
| | | | **વર્ગ ૯** | |
| ૮ | ૧ | શામજી કરમસી | લખમીપુર | પાસ |
| ૯ | ૨ | ઓધવજી વાલજી | અરલ નાની | ,, |
| ૧૦ | ૩ | જીવરાજ કરમસી | રસલીઆ | ,, |
| ૧૧ | ૪ | બચુલાલ કાનજી | ખિરોઇ | ,, |
| ૧૨ | ૫ | વેલજી લધાભાઇ | લુડવા | ,, |
| ૧૩ | ૬ | દામજી ખેતસી | લુડવા | ,, |
| ૧૪ | ૭ | કરમસી અબજી | રતડીઆ | ,, |
| ૧૫ | ૮ | છગનલાલ કાનજી | રવાપુર | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| ૧૬ | ૯ | મેઘજી પ્રેમજી | કોટડા (જડોદર) | ,, ,, |
| ૧૭ | ૧૦ | ધનજી પચાણ | મથલ | ,, ,, |
| ૧૮ | ૧૧ | લખમસી ખીમજી | મથલ | ,, ,, |
| ૧૯ | ૧૨ | રામજી લાલજી | દેશળપુર (ગુંતળી) | ,, ,, |
| ૨૦ | ૧૩ | નાનાલાલ વિશ્રામ | ગઢશીશા | ,, ,, |
| ૨૧ | ૧૪ | કરસન શામજી | રસલીઆ | ,, ,, |
| | | | **વર્ગ ૮** | |
| ૨૨ | ૧ | ભવાનજી કરસન | વીગોડી | પાસ |
| ૨૩ | ૨ | કાનજી રતનસી | ઉખરડા | ,, |
| ૨૪ | ૩ | કેશવલાલ વીરજી | મથલ | ,, |
| ૨૫ | ૪ | વેલજી નારાણ | વીરાણી (નખત્રાણા) | ,, |

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૨૬ | ૫ | મીઠુભાઇ લધાભાઇ | વીરાણી (નખત્રાણા) | પાસ |
| ૨૭ | ૬ | અરજણ કરસન | દયાપુર | ,, |
| ૨૮ | ૭ | શંકરલાલ નારાણ | દયાપુર | ,, |
| ૨૯ | ૮ | પ્રેમજી દેવસી | કોટડા (જડોદર) | ,, |
| ૩૦ | ૯ | માવજી મનજી | કોટડા (જડોદર) | ,, |
| ૩૧ | ૧૦ | મણિલાલ રામજી | કોટડા (જડોદર) | ,, |
| ૩૨ | ૧૧ | શામજી લાલજી | દરશડી | ,, |
| ૩૩ | ૧૨ | કાંતિલાલ દેવજી | જવાહરપુર | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| ૩૪ | ૧૩ | રમણિકલાલ નારાણ | ગઢશીશા | ,, ,, |
| ૩૫ | ૧૪ | રૈયા મેઘજી | કોટડા (જડોદર) | ,, ,, |
| ૩૬ | ૧૫ | મગનલાલ હરજી | કોટડા (જડોદર) | ,, ,, |
| ૩૭ | ૧૬ | શાંતિલાલ રતનસી | કોટડા (જડોદર) | ,, ,, |
| ૩૮ | ૧૭ | મનજી માવજી | નેત્રા | નાપાસ |
| ૩૯ | ૧૮ | મૂળજી અરજણ | વિથોણ | નાપાસ |
| ૪૦ | ૧૯ | વીરજી રામજી | અરલ નાની | નાપાસ |

## વર્ગ ૭

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૪૧ | ૧ | રામજી વીરજી | મથલ | પાસ |
| ૪૨ | ૨ | ગોપાલ વીરજી | મથલ | ,, |
| ૪૩ | ૩ | મનજી દેવસી | મથલ | ,, |
| ૪૪ | ૪ | નાનજી શિવજી | ખીરસરા | ,, |
| ૪૫ | ૫ | શિવજી ભીમજી | આંબાળા | ,, |
| ૪૬ | ૬ | મૂળજી રામજી | અરલ નાની | ,, |
| ૪૭ | ૭ | મૂળજી મનજી | રતડીઆ | ,, |
| ૪૮ | ૮ | વાલજી કરસન | લુડવા | ,, |
| ૪૯ | ૯ | ગંગારામ લધાભાઇ | લુડવા | ,, |
| ૫૦ | ૧૦ | હીરાલાલ કરમસી | વેરસલપુર (રોહા) | ,, |
| ૫૧ | ૧૧ | ભગવાનજી ગોવિંદ | અરલ મોટી | ,, |
| ૫૨ | ૧૨ | ભીખાલાલ મનજી | અરલ મોટી | ,, |
| ૫૩ | ૧૩ | રામજી કાનજી | દરશડી | ,, |
| ૫૪ | ૧૪ | ભગવાનદાસ કનૈયાલાલ | ખોંભડી | ,, |
| ૫૫ | ૧૫ | ભરતકુમાર ગોપાલજી | નખત્રાણા | ,, |

ગૃહપતિ



શ્રી. હીરજી ટોકરશી ઠક્કર બી.એ., બી.ટી.

જેમની રાહબરી નીચે છાત્રાલયનું ભાવી નિઃશંક ઉજ્જવળ છે.

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૫૬ | ૧૬ | ડાહ્યાલાલ રામજી | લુડવા | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| ૫૭ | ૧૭ | વીરજી મૂળજી | ઉખરડા | ,, ,, |
| ૫૮ | ૧૮ | મનજી ભીમજી | ઉખરડા | ,, ,, |
| | | | **વર્ગ ૬** | |
| ૫૯ | ૧ | દામજી ધનજી | ખાનપુર | પાસ |
| ૬૦ | ૨ | શામજી જીવરાજ | ખાનપુર | ,, |
| ૬૧ | ૩ | ભીમજી ખીમજી | દયાપુર | ,, |
| ૬૨ | ૪ | લધારામ લાલજી | દેવીસર | ,, |
| ૬૩ | ૫ | રવજી રામજી | આનંદપુર (મંજલ) | ,, |
| ૬૪ | ૬ | શામજી દેવસી | ખોંભડી | ,, |
| ૬૫ | ૭ | બાબુલાલ નાનજી | નારાણપુર | ,, |
| ૬૬ | ૮ | ભાણજી ગોપાલ | રતડીઆ | ,, |
| ૬૭ | ૯ | ગોવિંદ ભીમજી | રતડીઆ | ,, |
| ૬૮ | ૧૦ | મૂળજી નારાણ | રતડીઆ | ,, |
| ૬૯ | ૧૧ | હીરજી રતનસી | રવાપુર | ,, |
| ૭૦ | ૧૨ | ચંદુલાલ ભવાનજી | રવાપુર | ,, |
| ૭૧ | ૧૩ | જેઠાલાલ ખેતાભાઇ | મથલ | ,, |
| ૭૨ | ૧૪ | રતનસી ગોપાલ | વીગોડી | ,, |
| ૭૩ | ૧૫ | હીરજી જીવરાજ | વીગોડી | ,, |
| ૭૪ | ૧૬ | ડાહ્યાલાલ રાઘવજી | અરલ મોટી | ,, |
| ૭૫ | ૧૭ | કરસન મનજી | પદમપુર | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| ૭૬ | ૧૮ | પ્રેમજી કરસન | ખાનપુર | ,, ,, |
| ૭૭ | ૧૯ | કેસરા માવજી | ધ્રડાની | ,, ,, |
| ૭૮ | ૨૦ | પચાણ પ્રેમજી | આંબાળા | ,, ,, |
| ૭૯ | ૨૧ | રતિલાલ વાલજી | રસલીઆ | ,, ,, |
| ૮૦ | ૨૨ | મૂળજી મેઘજી | ઉખરડા | નાપાસ |
| ૮૧ | ૨૩ | શંકરલાલ દેવજી | ઉઘેડી | નાપાસ |
| ૮૨ | ૨૪ | ગંગદાસ હરજી | સુખપુર (રોહા) | નાપાસ |
| | | | **વર્ગ ૫** | |
| ૧ | ૮૩ | ભવાનજી પ્રેમજી | ગઢશીશા | પાસ |
| ૨ | ૮૪ | ડાહ્યાલાલ કરસન | રવાપુર | પાસ |

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૩ | ૮૫ | કાંતિલાલ માવજી | મેઘપુર | પાસ |
| ૪ | ૮૬ | વસ્તા ધનજી | વિથોણ | પાસ |
| ૫ | ૮૭ | વિશ્રામ નાનજી | ગઢશીશા | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવેલ |
| ૬ | ૮૮ | માવજી વાલજી | રતડીઆ | ,, ,, |
| ૭ | ૮૯ | ભીમજી શિવદાસ | પલીવાડ (મંજલ) | ,, ,, |
| ૮ | ૯૦ | શામજી લખમસી | રતડીઆ | નાપાસ |

| વર્ગ | કુલ બેઠા | પાસ | ઉપલા વર્ગમાં ચઢાવવામાં આવ્યા | નાપાસ |
|---|---|---|---|---|
| ૧૧ | ૩ | ૨ | — | ૧ |
| ૧૦ | ૪ | ૨ | ૧ | ૧ |
| ૯ | ૧૪ | ૭ | ૭ | — |
| ૮ | ૧૯ | ૧૧ | ૫ | ૩ |
| ૭ | ૧૮ | ૧૫ | ૩ | — |
| ૬ | ૨૪ | ૧૬ | ૫ | ૩ |
| ૫ | ૮ | ૪ | ૩ | ૧ |
| કુલ | ૯૦ | ૫૭ | ૨૪ | ૯ |

## હિન્દીનો અભ્યાસ

રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ-વર્ધા-તરફથી સપ્ટેમ્બર ૧૯૬૦માં હિન્દીની પરીક્ષાઓ લેવાયલ તેમાં નીચે જણાવેલ કુલ ૨૩ વિદ્યાર્થીઓ જુદી જુદી પરીક્ષામાં પાસ થયા છે.

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| | | **પરિચય** | | |
| ૧ | ૧ | હરિલાલ માવજી | વિથોણ | |
| ૨ | ૨ | ડાયાલાલ માધવજી | ખોંભડી | |
| | | **પ્રવેશ** | | |
| ૩ | ૧ | કરમસી અબજી | રતડીઆ | |
| ૪ | ૨ | અચુલાલ કાનજી | ખિડોઇ | |
| ૫ | ૩ | છગનલાલ કાનજી | રવાપુર | |
| ૬ | ૪ | ઓધવજી વાલજી | નાની અરલ | |
| ૭ | ૫ | શામજી કરમસી | લખમીપુર | |

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૮ | ૬ | દાના રાજા | | સાંયરા (જખવાલા) |
| ૯ | ૭ | દેવજી કાનજી | | નાના અંગીઆ |
| ૧૦ | ૮ | શંકરલાલ મનજી | | ખિડોઈ |
| ૧૧ | ૯ | રામજી હરજી | | ખોંભડી |
| ૧૨ | ૧૦ | દેવજી રામજી | | ખોંભડી |
| ૧૩ | ૧૧ | ધનજી પચાણ | | મથલ |
| ૧૪ | ૧૨ | નાનજી પ્રેમજી | | વિથોણ |
| | | **પ્રારંભિક** | | |
| ૧૫ | ૧ | ભવાનજી કરસન | | વીગોડી |
| ૧૬ | ૨ | નથુલાલ કરમસી | | લખમીપુર |
| ૧૭ | ૩ | ખીમજી દેવજી | | સાંયરા જખવાલા) |
| ૧૮ | ૪ | શિવજી મેઘજી | | સાંયરા (જખવાલા) |
| ૧૯ | ૫ | દેવજી શિવજી | | આનંદપુર-મંજલ |
| | | **પ્રાથમિક** | | |
| ૨૦ | ૧ | ભીમજી ખીમજી | | દયાપુર |
| ૨૧ | ૨ | કરસન મનજી | | પદ્મપુર |
| ૨૨ | ૩ | મૂળજી નારાણ | | રતડીઆ |
| ૨૩ | ૪ | ગોવિંદ ભીમજી | | રતડીઆ |

રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ- વર્ધા–તરફથી સપ્ટેમ્બર ૧૯૬૧ માં હિન્દીની પરીક્ષાઓ લેવાયલ તેમાં નીચે જણાવેલ કુલ્લ ૧૬ વિદ્યાર્થીઓ જુદી જુદી પરીક્ષામાં પાસ થયા છે.

| | | નામ | ગામ |
|---|---|---|---|
| | | **પરિચય** | |
| ૧ | ૧ | શામજી કરમસી | લખમીપુર |
| ૨ | ૨ | બચુલાલ કાનજી | ખેડોઇ |
| ૩ | ૩ | ઓધવજી વાલજી | નાની અરલ |
| | | **પ્રવેશ** | |
| ૪ | ૧ | પ્રેમજી દેવસી | કોટડા (જડોદર) |
| ૫ | ૨ | ગોવીંદજી ભીમજી | રતડીઆ |
| ૬ | ૩ | કરસન શામજી | રસલીઆ |
| ૭ | ૪ | જીવરાજ કરમસી | રસલીઆ |
| ૮ | ૫ | નારાણ ધનજી | વિથોણ |
| ૯ | ૬ | કાંતિલાલ દેવજી | જવાહરપુર |

| જનરલ નંબર | વર્ગ નંબર | નામ | ગામ | પરિણામ |
|---|---|---|---|---|
| ૧૦ | ૭ | કેશવલાલ વીરજી | મથલ | |
| ૧૧ | ૮ | લખમસી ખીમજી | મથલ | |
| | | **પ્રારંભિક** | | |
| ૧૨ | ૧ | મનજી દેવસી | મથલ | |
| ૧૩ | ૨ | જેઠાલાલ ખેતાભાઇ | મથલ | |
| ૧૪ | ૩ | રામજી વીરજી | મથલ | |
| ૧૫ | ૪ | કરસન મનજી | પદમપુર | |
| ૧૬ | ૫ | શામજી જીવરાજ | ખાનપુર | |

તેવીજ રીતે સૌરાષ્ટ્ર હિન્દી પ્રચાર સમિતિ-રાષ્ટ્રીય શાળા-રાજકોટ તરફથી વીરાણી કેન્દ્રમાં સપ્ટેમ્બર ૧૯૬૧ માં હિન્દી ભાષાની પરીક્ષાઓ લેવામાં આવેલ તેમાં આપણી સંસ્થાના ૧૬ વિદ્યાર્થી બેઠા હતા તે બધા પાસ થયા તેનું પરિણામ.

| | | | |
|---|---|---|---|
| | | **તીસરી** | |
| ૧ | ૧ | કલ્યાણજી ભીમજી | લુડવા |
| ૨ | ૨ | વેલજી લધાભાઇ | લુડવા |
| ૩ | ૩ | હરિલાલ માવજી | વિથોણ |
| | | **દૂસરી** | |
| ૪ | ૧ | અચ્યુતલાલ કાનજી | ખિરોઇ |
| ૫ | ૨ | છગનલાલ કાનજી | રવાપુર |
| ૬ | ૩ | ધનજી પચાણ | મથલ |
| ૭ | ૪ | રામજી લાલજી | દેશળપુર (ગુંતળી) |
| ૮ | ૫ | ગંગારામ લધાભાઇ | લુડવા |
| ૯ | ૬ | કેશવલાલ ધનજી | આનંદસર (મંજલ) |
| ૧૦ | ૭ | દયારામ વાલજી | કોટડા (જડોદર) |
| | | **પહલી** | |
| ૧૧ | ૧ | ડાહ્યાલાલ રામજી | લુડવા |
| ૧૨ | ૨ | વાલજી કરસન | લુડવા |
| ૧૩ | ૩ | ચંદુલાલ ભવાનજી | રવાપુર |
| ૧૪ | ૪ | ભીમજી પ્રેમજી | દયાપુર |
| ૧૫ | ૫ | દામજી ધનજી | ખાનપુર |
| ૧૬ | ૬ | બાબુલાલ નાનજી | નારાણપુર |

## વિદ્યાર્થીઓની સંખ્યા

૧૯૬૦ના જુનથી ૧૯૬૨ના ઓગસ્ટ સુધીમાં કુલ્લ ૨૦૫ અરજીઓ આવી છે. તેમાંથી કેટલા વિદ્યાર્થી દાખલ થવા ન આવ્યા, કેટલાક એસ. એસ. સી. પરીક્ષા પાસ કરી ગયા, કેટલાક રાજીખુશીથી રજા લઈ ગયા તથા સંસ્થા છોડી ગયા. બાકી હાલ કુલ્લે ૧૦૨ વિદ્યાર્થી સંસ્થામાં રહે છે. વગેરે હકીકત નીચે મુજબ છે.

| અરજી નંબર | નામ | અટક | ગામ | અરજી મલી | હાલ ચાલુ છે કે રજા લઇ ગયો |
|---|---|---|---|---|---|
| ૧ | લખુભાઇ વાલજી | ધોધારી | વીરાણી (કોરા) | જુન ૧૯૬૦ | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૨ | ભવાનજી કરશન | ગોરાણી | વીગોડી | ,, | ,, મે ૧૯૬૨ |
| ૩ | વેલજી વાલજી | ભોજાણી | વિથોણ | ,, | ,, ઓગસ્ટ ૧૯૬૦ |
| ૪ | છગનલાલ કાનજી | માકાણી | રવાપુર | ,, | હાલ ચાલુ છે |
| ૫ | દેવજી કાનજી | કેસરાણી | અંગીઆ નાના | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૬ | દેવસી કરમસી | પારસીઆ | અંગીઆ નાના | ,, | ,, ,, |
| ૭ | મેઘજી પ્રેમજી | નાયાણી | કોટડા (જડોદર) | ,, | ચાલુ છે |
| ૮ | દયારામ વાલજી | લીંબાણી | કોટડા (જડોદર) | ,, | એસ. એસ. સી. પાસ |
| ૯ | દામજી ધનજી | ડોસાણી | ખાનપુર (કંડાય) | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૨ |
| ૧૦ | શામજી જીવરાજ | સાંખલા | ,, ,, | ,, | ચાલુ છે. |
| ૧૧ | ગંગદાસ દાના | હળપાણી | વિથોણ | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૧૨ | નાનજી પ્રેમજી | હળપાણી | ,, | ,, | ,, ,, |
| ૧૩ | વેલજી અરજણ | ધોળુ | ,, | ,, | ,, ઓગસ્ટ ૧૯૬૧ |
| ૧૪ | ગંગારામ હીરાલાલ | સાંખલા | રસલીઆ | ,, | ચાલુ છે |
| ૧૫ | કાનજી રતનસી | સાંખલા | ઉખરડા | ,, | ચાલુ છે |
| ૧૬ | મૂળજી મેઘજી | સાંખલા | ,, | ,, | ચાલુ છે |
| ૧૭ | હંસરાજ નારાણ | સાંખલા | નેત્રા | ,, | દાખલ ન થયો |
| ૧૮ | મનજી માવજી | દીવાણી | નેત્રા | ,, | છોડી ગયો મે ૧૯૬૨ |
| ૧૯ | ધનજી પચાણ | ભાદાણી | મથલ | ,, | ચાલુ છે |
| ૨૦ | અરજણ માવજી | ભોજાણી | નેત્રા | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૨૧ | ગોપાલ અબજી | પાંચાણી | કોટડા (જડોદર) | ,, | ,, જાન્યુ. ૧૯૬૧ |
| ૨૨ | રામજી વીરજી | પોકાર | મથલ | ,, | ચાલુ છે |
| ૨૩ | લખમસી ખીમજી | લીંબાણી | મથલ | ,, | ચાલુ છે |
| ૨૪ | અરજણ ખીમજી | લીંબાણી | મથલ | ,, | દાખલ થયો |
| ૨૫ | ગોપાલ વીરજી | પોકાર | મથલ | ,, | ચાલુ છે |

| અરજી નંબર | નામ | અટક | ગામ | અરજી મલી | હાલ ચાલુ છે કે રજા લઇ ગયો |
|---|---|---|---|---|---|
| ૨૬ | કેશવલાલ વીરજી | પોકાર | મથલ | જુન ૧૯૬૦ | ચાલુ છે |
| ૨૭ | રવજી કરસન | નાયાણી | કોટડા (જડોદર) | ,, | રજા લઇ ગયો જાન્યુઆરી ૧૯૬૧ |
| ૨૮ | ખેતાભાઇ રામજી | દડગા | ટોડીઆ | ,, | ,, મે ૧૯૬૧ |
| ૨૯ | વેલજી નાનજી | દીવાણી | ,, | ,, | ,, જુન ૧૯૬૦ |
| ૩૦ | લાલજી કાનજી | દીવાણી | ,, | ,, | ,, સપ્ટેમ્બર ૧૯૬૦ |
| ૩૧ | માવજી રામજી | પોકાર | ,, | ,, | ,, મે ૧૯૬૧ |
| ૩૨ | પ્રેમજી નથુભાઇ | દીવાણી | ,, | ,, | ,, ઓગસ્ટ ૧૯૬૦ |
| ૩૩ | બાબુભાઇ વાલજી | દીવાણી | ,, | ,, | ,, જુન ૧૯૬૧ |
| ૩૪ | શિવજી દેવસી | પોકાર | ,, | ,, | ,, સપ્ટેમ્બર ૧૯૬૦ |
| ૩૫ | મનજી નાનજી | દીવાણી | ,, | ,, | ,, મે ૧૯૬૧ |
| ૩૬ | પરબત અરજણ | પોકાર | ,, | ,, | ,, ઓગસ્ટ ૧૯૬૦ |
| ૩૭ | નારાણ ધનજી | નરસંગાણી | વિથોણ | ,, | ,, મે ૧૯૬૨ |
| ૩૮ | મૂળજી અરજણ | પદ્માણી | ,, | ,, | ,, ,, |
| ૩૯ | કરસન શામજી | સેંગાણી | રસલીઆ | ,, | ચાલુ છે |
| ૪૦ | મેઘજી લધા | લીંબાણી | દેવીસર | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૪૧ | કરસન નારાણ | નાકરાણી | ,, | ,, | ,, ,, |
| ૪૨ | તુલસીદાસ કરસન | પોકાર | રસલીઆ | ,, | ,, ,, |
| ૪૩ | જીવરાજ કરમસી | ચોધરી | ,, | ,, | ,, મે ૧૯૬૨ |
| ૪૪ | નારાણ હીરજી | લીંબાણી | કોટડા (જડોદર) | ,, | ,, મે ૧૯૬૧ |
| ૪૫ | માવજી જશાભાઇ | ભગત | વિથોણ | ,, | એસ.એસ.સી. પાસ ૧૯૬૧ |
| ૪૬ | બાબુલાલ ભીમજી | પારસીઆ | અંગીઆ નાના | ,, | રજા લઇ ગયો જુન ૧૯૬૦ |
| ૪૭ | મણિલાલ રામજી | રવાણી | ખોંભડી | ,, | ,, મે ૧૯૬૧ |
| ૪૮ | હીરજી રતનસી | પોકાર | હરિપુર | ,, | ,, સપ્ટેમ્બર ૧૯૬૧ |
| ૪૯ | મનજી ખીમજી | રવાણી | ,, | ,, | ,, જાન્યુઆરી ૧૯૬૨ |
| ૫૦ | ભીમજી ખીમજી | લીંબાણી | દયાપુર | ,, | ચાલુ છે |
| ૫૧ | કાંતિલાલ દેવજી | દીવાણી | જવાહરપુર | ,, | ચાલુ છે |
| ૫૨ | ખીમજી દેવજી | દીવાણી | ,, | ,, | દાખલ ન થયો |
| ૫૩ | રતનસી જેઠાભાઇ | ઉકાણી | ખોંભડી | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૫૪ | ડાહ્યાલાલ માધવજી | વાગડીઆ | ,, | ,, | ,, મે ૧૯૬૨ |
| ૫૫ | રામજી હરજી | વાગડીઆ | ,, | ,, | ,, મે ૧૯૬૧ |

| અરજી નંબર | નામ | અટક | ગામ | અરજી મલી | હાલ ચાલુ છે કે રજા લઇ ગયો |
|---|---|---|---|---|---|
| ૫૬ | દેવજી રામજી | વાગડીઆ | ખોંભડી | જુન ૧૯૬૦ | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૫૭ | મનજી લધાભાઇ | રવાણી | ,, | ,, | ,, ,, |
| ૫૮ | ભાણજી કાનજી | રવાણી | ,, | ,, | ,, મે ૧૯૬૨ |
| ૫૯ | ઓધવજી વાલજી | છાભૈયા | અરલ નાની | ,, | ચાલુ છે |
| ૬૦ | વાલજી પ્રેમજી | વાસાણી | વિથોણ | ,, | રજા લઇ ગયો ઓકટોબર ૧૯૬૨ |
| ૬૧ | વીરજી રામજી | છાભૈયા | અરલનાની | ,, | ,, મે ૧૯૬ |
| ૬૨ | વેલજી નથુભાઇ | ભગત | ,, | ,, | ,, જુલાઇ ૧૯૬૧ |
| ૬૩ | હરિલાલ માવજી | પદમાણી | વિથોણ | ,, | અવસાન પામ્યા ઓકટોબર ૧૯૬૨ |
| ૬૪ | નાનજી શિવજી | ચોધરી | ખીરસરા | ,, | ચાલુ છે |
| ૬૫ | કરસન માવજી | ભાવાણી | ,, | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૨ |
| ૬૬ | જેઠાલાલ ગોપાલ | પોકાર | ઐયર | ,, | ,, ,, |
| ૬૭ | રામજી લાલજી | ભાવાણી | દેશળપુર ગુંતળી | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૬૮ | પરસોતમ કરસન | ખેતાણી | વિથોણ | ,, | ઓકટોબર ૧૯૬૦ |
| ૬૯ | વેલજી નારાણ | નાકરાણી | વીરાણી નખત્રાણા | ,, | ચાલુ છે |
| ૭૦ | શિવજી ભીમજી | રામાણી | આંબાળા | ,, | ચાલુ છે |
| ૭૧ | અરજણ કરસન | લીંબાણી | દયાપુર | ,, | ચાલુ છે |
| ૭૨ | નાનજી શિવજી | ભાવાણી | ખીરસરા | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૭૩ | લાલજી ખેતારામ | ગોરાણી | ઐયર | ,, | ,, ,, |
| ૭૪ | લધારામ લાલજી | બાથાણી | દેવીસર | ,, | ,, મે ૧૯૬૨ |
| ૭૫ | કેશવલાલ ગંગદાસ | લીંબાણી | અરલ નાની | ,, | ,, જુન ૧૯૬૦ |
| ૭૬ | મૂળજી રામજી | ભગત | ,, ,, | ,, | ,, મે ૧૯૬૨ |
| ૭૭ | શામજી કરમસી | પજવાણી | લખમીપુર | ,, | ચાલુ છે |
| ૭૮ | નથુલાલ કરમસી | દીવાણી | ,, | ,, | રજા લઇ ગયો જુલાઇ ૧૯૬૧ |
| ૭૯ | દાનાભાઈ રાજા | નાકરાણી | સાંયરા (જખવાળા) | ,, | ,, ,, |
| ૮૦ | શિવજી મેઘજી | ધોળુ | ,, ,, | ,, | ,, ,, |
| ૮૧ | બચુલાલ કાનજી | છાભૈયા | ખિડોઇ | ,, | છોડી ગયો મે ૧૯૬૨ |
| ૮૨ | વેલજી લધાભાઈ | વેલાણી | લુડવા | ,, | ચાલુ છે |
| ૮૩ | રામજી ખેતસી | માકાણી | ,, | ,, | ચાલુ છે |
| ૮૪ | શંકરલાલ મનજી | ખીમાણી | ખિડોઇ | | રજા લઇ ગયો મે ૧૯૬૨ |

| અરજી નંબર | નામ | અટક | ગામ | અરજી મલી | હાલ ચાલુ છે કે રજા લઇ ગયો |
|---|---|---|---|---|---|
| ૮૫ | લખુભાઇ નાગજી | નાયાણી | કોટડા (જડોદર) | ,, | ,, જુલાઇ ૧૯૬૦ |
| ૮૬ | કલ્યાણજી ભીમજી | વેલાણી | લુડવા | ,, | ચાલુ છે |
| ૮૭ | દેવજી શિવજી | ભગત | આનંદપુર (મંજલ) | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૨ |
| ૮૮ | રવજી રામજી | ભગત | ,, | ,, | ,, મે ૧૯૬૨ |
| ૮૯ | શામજી દેવસી | સેંગાણી | ખોંભડી | ,, | ચાલુ છે |
| ૯૦ | ગોપાલ લાલજી | સેંગાણી | ,, | ,, | રજા લઈ ગયો ઍાગસ્ટ ૧૯૬૦ |
| ૯૧ | વિશ્રામ નાનજી | ઉકાણી | ગઢશીશા | ,, | ચાલુ છે |
| ૯૨ | ભગવાનજી પ્રેમજી | ઉકાણી | ગઢશીશા | ,, | ચાલુ છે |
| ૯૩ | શિવજી લાલજી | ચીકાણી | દેશલપુર (ગુંતળી) | ,, | રજા લઇ ગયો મે ૧૯૭૧ |
| ૯૪ | કેસવજી ધનજી | ભાવાણી | આનંદસર (મંજલ) | ,, | ,, માર્ચ ૧૯૬૨ |
| ૯૫ | વેલજી વિશ્રામ | ભગત | ખિડોઇ | ,, | ,, મે ૧૯૬૧ |
| ૯૬ | રતનસી શિવજી | નરસંગાણી | જયપુર (વીરાણી) | ,, | દાખલ ન થયો |
| ૯૭ | બાબુલાલ નાનજી | સુરાણી | નારાણપુર | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૨ |
| ૯૮ | મેઘજી જીવરાજ | ભાવાણી | ખીરસરા | ,, | દાખલ ન થયો |
| ૯૯ | કરમસી અબજી | સાંખલા | રતડીઆ | ,, | ચાલુ છે |
| ૧૦૦ | મૂળજી મનજી | નાથાણી | રતડીઆ | ,, | ચાલુ છે |
| ૧૦૧ | ખીમજી દેવજી | ધોળુ | સાંયરા (જખવાળા) | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૧ |
| ૧૦૨ | જયંતીલાલ વેલજી | ,, | વિથોણ | ,, | ,, ,, |
| ૧૦૩ | કાનજી શિવજી | ,, | નાગલપુર | ,, | ,, જુલાઇ ૧૯૬૦ |
| ૧૦૪ | ગોવિંદ રામજી | પાંચાણી | વીરાણી | ,, | દાખલ ન થયો |
| ૧૦૫ | બાલકૃષ્ણ ચુનીલાલ | સુરાણી | વિથોણ | ,, | રજા લઇ ગયો ઍા. ૧૯૬૦ |
| ૧૦૬ | રતનસી ડાહ્યાભાઇ | ભગત | ,, | ,, | ,, ,, |
| ૧૦૭ | દેવજી પરબત | રૂડાણી | રામપુર | ,, | ,, ,, |
| ૧૦૮ | વિશ્રામ પચાણ | સાંખલા | ઉખરડા | ,, | ,, મે. ૧૯૬૧ |
| ૧૦૯ | રમણિકલાલ નારાણ | ઉકાણી | ગઢશીશા | ,, | ચાલુ છે |
| ૧૧૦ | ભાણજી ગોપાલ | સાંખલા | રતડીઆ | ,, | રજા લઇ ગયો જુન ૧૯૬૨ |
| ૧૧૧ | ગોવિંદ ભીમજી | નાથાણી | ,, | ,, | ચાલુ છે |
| ૧૧૨ | મૂળજી નારાણ | નાથાણી | ,, | ,, | રજા લઇ ગયો મે. ૧૯૬૨ |
| ૧૧૩ | રતનસી ધનજી | મોરાઇ | (કોટડા ચકાર) | જુલાઇ ૧૯૬૦ | ,, મે ૧૯૬૧ |
| ૧૧૪ | મેઘજી રામજી | લીંબાણી | સાંગનારા નખત્રાણા | | ,, જાન્યુ. ૧૯૬૧ |
| ૧૧૫ | કરસન મનજી | ધોળુ | પદમપુર (બાયઠ) | ,, | ચાલુ છે |

| અરજી નંબર | નામ | અટક | ગામ | અરજી મલી | હાલ ચાલુ છે કે રજા લઈ ગયો |
|---|---|---|---|---|---|
| ૧૧૬ | દેવજી નાનજી | છાભૈયા | સાંયરા (જખવાળા) | ઑગસ્ટ ૧૯૬૦ | રજા લઈ ગયો મે ૧૯૬૧ |
| ૧૧૭ | પ્રેમજી કરસન | નાકરાણી | ખાનપુર (કંડાય) | ,, | ,, મે ૧૯૬૨ |
| ૧૧૮ | વાલજી કરસન | વેલાણી | લુડવા | ,, | ચાલુ છે |
| ૧૧૯ | ડાહ્યાલાલ રામજી | ધોળુ | ,, | ,, | છોડી ગયો મે ૧૯૬૨ |
| ૧૨૦ | હીરજી રતનશી | વાસાણી | રવાપુર | સપ્ટેમ્બર ૧૯૬૦ | ચાલુ છે |
| ૧૨૧ | જેઠાભાઈ ખેતાભાઈ | ભાવાણી | મથલ | નવેમ્બર ૧૯૬૦ | ચાલુ છે |
| ૧૨૨ | શંકરલાલ નારાણ | પોકાર | દયાપુર | જુન ૧૯૬૧ | ચાલુ છે |
| ૧૨૩ | શાંતિલાલ સોમજી | રામાણી | રત્નાપુર (મઉ) | ,, | રજા લઈ ગયો જુલાઈ ૧૯૬૧ |
| ૧૨૪ | રતનસી ગોપાલ | કાલરીઆ | વીગોડી | ,, | ચાલુ છે |
| ૧૨૫ | હીરજી જીવરાજ | ભાવાણી | ,, | ,, | ચાલુ છે |
| ૧૨૬ | મીઠુભાઇ લધાભાઈ | કાનજીઆણી | વીરાણી (નખત્રાણા) | ,, | રજા લઈ ગયો મે ૧૯૬૨ |
| ૧૨૭ | રૈયા મેઘજી | બાથાણી | કોટડા (જડોદર) | ,, | ચાલુ છે |
| ૧૨૮ | પ્રેમજી દેવસી | મેપાણી | ,, | ,, | ચાલુ છે |
| ૧૨૯ | મગનલાલ હરજી | લીંબાણી | ,, | ,, | ચાલુ છે |
| ૧૩૦ | હીરાલાલ કરમસી | લીંબાણી | વેરસલપુર (રોહા) | ,, | ચાલુ છે |
| ૧૩૧ | મનજી દેવસી | ધોળુ | મથલ | ,, | ચાલુ છે |
| ૧૩૨ | શિવદાસ હીરજી | ભાવાણી | વીગોડી | ,, | દાખલ ન થયો |
| ૧૩૩ | રતનસી માવજી | લીંબાણી | અંગીઆ નાના | ,, | રજા લઈ ગયો જુન ૧૯૬૧ |
| ૧૩૪ | શંકરલાલ દેવજી | સાંખલા | વીગોડી | ,, | ,, મે ૧૯૬૨ |
| ૧૩૫ | ડાહ્યાલાલ કરસન | વાસાણી | રવાપુર | ,, | ચાલુ છે |
| ૧૩૬ | ચંદુલાલ ભવાનજી | નાકરાણી | ,, | ,, | ચાલુ છે |
| ૧૩૭ | શામજી લાલજી | લીંબાણી | દરશડી | ,, | ચાલુ છે |
| ૧૩૮ | ડાહ્યાલાલ રાઘવજી | લોરિયા | મોરબી– (હાલ મોટી અરલ) | ,, | ચાલુ છે |
| ૧૩૯ | ભગવાનજી ગોવિંદ | લોરિયા | ,, | ,, | ચાલુ છે |
| ૧૪૦ | ભીખાલાલ મનજી | લોરિયા | ,, | ,, | ચાલુ છે |
| ૧૪૧ | રામજી કાનજી | ચોધરી | દરશડી | ,, | રજા લઈ ગયો મે ૧૯૬૨ |

| અરજી નંબર | નામ | અટક | ગામ | અરજી મલી | હાલ ચાલુ છે કે રજા લઇ ગયો |
|---|---|---|---|---|---|
| ૧૪૨ | વીરજી મુળજી | ભગત | ઉખરડા | જુન ૧૯૬૧ | ચાલુ છે |
| ૧૪૩ | ગંગારામ લાધાભાઇ | વેલાણી | લુડવા | ,, | ચાલુ છે |
| ૧૪૪ | શામજી લખુભાઈ | સાંખલા | રતડીઆ | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૨ |
| ૧૪૫ | માવજી લવજી | ,, | ,, | ,, | ,, ,, |
| ૧૪૬ | કાંતિલાલ માવજી | છાભૈયા | મેઘપુર | જુન ૧૯૬૧ | ચાલુ છે |
| ૧૪૭ | મગન મોહન | કૈલા | વેજલપુર (મોરબી) | ,, | દાખલ ન થયો |
| ૧૪૮ | માવજી મનજી | લીંબાણી | કોટડા (જડોદર) | ,, | ચાલુ છે |
| ૧૪૯ | કેસરા માવજી | લીંબાણી | ઘડાની | ,, | ચાલુ છે |
| ૧૫૦ | ભીમજી શિવદાસ | રૂડાણી | પલીવાડ (મંજલ) | જુલાઇ ૧૯૬૧ | ચાલુ છે |
| ૧૫૧ | ગંગદાસ હરજી | નાકરાણી | સુખપુર (રોહા) | ઓગસ્ટ ૧૯૬૧ | ચાલુ છે |
| ૧૫૨ | પચાણ પ્રેમજી | જાદવાણી | આંબાળા | ,, | ચાલુ છે |
| ૧૫૩ | મણિલાલ રામજી | વાસાણી | કોટડા (જડોદર) | ,, | ચાલુ છે |
| ૧૫૪ | જવેરીલાલ માવજી | ભગત | નખત્રાણા | ,, | એસ, એસ. સી. પાસ ૧૯૬૦ |
| ૧૫૫ | ભરતકુમાર ગોપાલજી | પોકાર | ,, | ,, | રજા લઇ ગયો મે ૧૯૬૨ |
| ૧૫૬ | મનજી ભીમજી | સાંખલા | ઉખરડા | ,, | ચાલુ છે |
| ૧૫૭ | શાંતિલાલ રતનસી | વાસાણી | કોટડા (જડોદર) | ,, | ચાલુ છે |
| ૧૫૮ | રતિલાલ વાલજી | સાંખલા | રસલીઆ | સપ્ટેમ્બર ૧૯૬૧ | ચાલુ છે |
| ૧૫૯ | વસ્તા ધનજી | પદમાણી | વિથોણ | ઓકટોબર ૧૯૬૧ | ચાલુ છે |
| ૧૬૦ | નાનાલાલ વિશ્રામ | ઉકાણી | ગઢશીશા | ડીસેમ્બર ૧૯૬૧ | રજા લઇ ગયો મે ૧૯૬૨ |
| ૧૬૧ | નાનજી કરસન | ભાદાણી | નેત્રા | જુન ૧૯૬૨ | ચાલુ છે |
| ૧૬૨ | પોપટલાલ કરસન | ખેતાણી | વિથોણ | ,, | ચાલુ છે |
| ૧૬૩ | વસ્તા રામજી | લીંબાણી | ઘડાની | ,, | ચાલુ છે |
| ૧૬૪ | બાબુલાલ દાનાભાઇ | વાલાણી | વિથોણ | ,, | ચાલુ છે |
| ૧૬૫ | કાંતિલાલ જીવરાજ | લીંબાણી | ઘડાની | ,, | ચાલુ છે |
| ૧૬૬ | માવજી કેસરા | ભગત | વિથોણ | ,, | ચાલુ છે |

| અરજી નંબર | નામ | અટક | ગામ | અરજી મલી | હાલ ચાલુ છે કે રજા લઈ ગયો |
|---|---|---|---|---|---|
| ૧૬૭ | પચાણુ શિવદાસ | પોકાર | માધાપુર (મંજલ) | જુન ૧૯૬૨ | ચાલુ છે |
| ૧૬૮ | નાનજી મનજી | લખાણી | ધડાની | ,, | ચાલુ છે |
| ૧૬૯ | ભાણજી હીરજી | રામજીઆણી | દેશળપુર (મંજલ) | ,, | ચાલુ છે |
| ૧૭૦ | વિશનજી રામજી | સાંખલા | રવાપુર | ,, | ચાલુ છે |
| ૧૭૧ | હીરજી મૂળજી | નાકરાણી | ,, | ,, | ચાલુ છે |
| ૧૭૨ | રમણિકલાલ વીરજી | નાકરાણી | ,, | ,, | ચાલુ છે |
| ૧૭૩ | ગોવિંદ શિવગણુ | ગોરાણી | માનકુવા | ,, | દાખલ ન થયો |
| ૧૭૪ | નથુભાઈ જીવરાજ | પદમાણી | વિથોણ | ,, | ચાલુ છે |
| ૧૭૫ | લાલજી દેવસી | વાલાણી | ,, | ,, | ચાલુ છે |
| ૧૭૬ | નારાણુ માધવજી | છાભૈયા | ગઢશીશા | ,, | ચાલુ છે |
| ૧૭૭ | વાલજી ધનજી | છાભૈયા | દેવીસર | ,, | ચાલુ છે |
| ૧૭૮ | ગોવર્ધનદાસ ભવાનજી | મૈયાત | રવાપુર | ,, | ચાલુ છે |
| ૧૭૯ | હંસરાજ કરસન | ભાવાણી | દયાપુર | ,, | ચાલુ છે |
| ૧૮૦ | વાલજી કરમસી | પોકાર | ખાનપુર (કંડાય) | ,, | ચાલુ છે |
| ૧૮૧ | દામજી શામજી | વેલાણી | મમાઈમોરા | ,, | ચાલુ છે |
| ૧૮૨ | મણિલાલ ભીમજી | દીવાણી | દેશલપુર (મંજલ) | ,, | ચાલુ છે |
| ૧૮૩ | કરસન ધનજી | વેલાણી | લુડવા | ,, | ચાલુ છે |
| ૧૮૪ | બાબુલાલ કરમસી | પોકાર | ,, | ,, | ચાલુ છે |
| ૧૮૫ | નારાણુ રામજી | ડાયાણી | મગવાણા (સામાપુર) | ,, | ચાલુ છે |
| ૧૮૬ | જીવરાજ અરજણુ | હળપાણી | મથલ | ,, | ચાલુ છે |
| ૧૮૭ | ડાહ્યાલાલ કેસરા | નાકરાણી | નેત્રા | ,, | ચાલુ છે |
| ૧૮૮ | લાલજી કાનજી | રતનાણી | દયાપુર | ,, | ચાલુ છે |
| ૧૮૯ | બાબુલાલ ખીમજી | ભાવાણી | રવાપુર | ,, | ચાલુ છે |
| ૧૯૦ | રતનસી રામજી | નાકરાણી | વીરાણી (નખત્રાણા) | ,, | ચાલુ છે |
| ૧૯૧ | કાનજી ગોપાલ | છાભૈયા | દેવીસર | ,, | ચાલુ છે |
| ૧૯૨ | હરજી લધાભાઈ | મુખી | કોટડા (જડોદર) | ,, | ચાલુ છે |
| ૧૯૩ | ડાહ્યાલાલ મુળજી | નાયાણી | ,, | ,, | રજા લઈ ગયો જુન ૧૯૬૨ |
| ૧૯૪ | હંસરાજ રવજી | ભાગત | ,, | ,, | ચાલુ છે |
| ૧૯૫ | શિવજી ગોવિંદ | નાકરાણી | સાંયરા (જખવાળા) | ,, | ચાલુ છે |
| ૧૯૬ | ગોવિંદરામ અરજણુ | વેલાણી | લુડવા | ,, | ચાલુ છે |
| ૧૯૭ | શિવજી મેઘજી | છાભૈયા | દેવીસર | ,, | ચાલુ છે |
| ૧૯૮ | ચંદુલાલ રવજી | રામાણી | ફાદીઆ નાના | ,, | ચાલુ છે |

| અરજી નંબર | નામ | અટક | ગામ | અરજી મલી | હાલ ચાલુ છે કે રજા લઇ ગયો |
|---|---|---|---|---|---|
| ૧૯૯ | તુલસીદાસ તેજાભાઈ | બાથાણી | આંબાળા | જુન ૧૯૬૨ | ચાલુ છે |
| ૨૦૦ | કરસન જીવરાજ | પોકાર | માધાપુર (મંજલ) | ,, | ચાલુ છે |
| ૨૦૧ | અમૃતલાલ વીરજી | રામાણી | આંબાળા | ,, | ચાલુ છે |
| ૨૦૨ | રતનસી મુળજી | પોકાર | માધાપુર (મંજલ) | ,, | ચાલુ છે |
| ૨૦૩ | વિશ્રામ મુળજી | ચવાણુ | ઐયર | ,, | ચાલુ છે |
| ૨૦૪ | શિવજી રામજી | લીંબાણી | સીઓત | ,, | દાખલ ન થયો |
| ૨૦૫ | માવજી ખેતસી | વેલાણી | કોટડા(જડોદર) | ઓગસ્ટ ૧૯૬૨ | ચાલુ છે |

## મહિનાવાર સંખ્યા

**૧૯૬૦-૧૯૬૧**

| માસ | સંખ્યા |
|---|---|
| ૧૯૬૦ના જુન- | ૧૦૩ |
| ,, જુલાઇ- | ૧૦૪ |
| ,, ઓગસ્ટ- | ૧૦૫ |
| ,, સપ્ટેમ્બર- | ૧૦૩ |
| ,, ઓકટોબર- | ૧૦૧ |
| ,, નવેમ્બર- | ૯૭ |
| ,, ડીસેમ્બર- | ૯૭ |
| ૧૯૬૧ના જાન્યુઆરી- | ૯૬ |
| ,, ફેબ્રુઆરી- | ૯૩ |
| ,, માર્ચ- | ૯૩ |
| ,, એપ્રિલ- | ૯૩ |
| કુલ્લ | ૧૦૮૫ |

માસિક સરાસરી સંખ્યા ૯૯

**૧૯૬૧-૧૯૬૨**

| માસ | સંખ્યા |
|---|---|
| ૧૯૬૧ના જુન- | ૮૬ |
| ,, જુલાઇ- | ૮૬ |
| ,, ઓગસ્ટ- | ૯૧ |
| ,, સપ્ટેમ્બર- | ૯૨ |
| ,, ઓકટોબર- | ૯૨ |
| ,, નવેમ્બર- | ૯૦ |
| ,, ડીસેમ્બર- | ૯૧ |
| ૧૯૬૨ના જાન્યુઆરી- | ૯૧ |
| ,, ફેબ્રુઆરી- | ૮૯ |
| ,, માર્ચ- | ૮૯ |
| ,, એપ્રિલ- | ૮૭ |
| કુલ્લ | ૯૮૪ |

માસિક સરાસરી સંખ્યા ૯૦

## વિદ્યાર્થીઓની દિનચર્યા

સવારના ૫-૩૦ વાગે ઉઠવું.
૫-૩૦ થી ૬ ૩૦ દાતણુ, શૌચ, સ્નાન, વગેરે
૬-૩૦ થી ૭-૦૦ કવાયત કસરત
૭-૦૦ થી ૭-૧૫ પ્રાર્થના
૭-૧૫ થી ૮-૦૦ સવારનો નાસ્તો
૮-૦૦ થી ૧૦-૦૦ અભ્યાસ, વાચન, વગેરે
૧૦-૦૦ થી ૧૧-૦૦ ભોજન
૧૧-૦૦ થી ૧૧-૩૦ શાળા માટેની તૈયારી

૧૧-૩૦ થી ૫-૩૦ શાળામાં
૫-૩૦ થી ૬-૧૫ રમત ગમત
૬-૧૫ થી ૭-૦૦ સાંજનું ભોજન
૭-૦૦ થી ૭-૩૦ આરામ
૭-૩૦ થી ૮-૦૦ પ્રાર્થના અને હાજરી
૮-૦૦ થી ૯-૩૦ અભ્યાસ, વાચન, વગેરે
૯-૩૦ આરામ-શયન

## આવક તથા ખર્ચની નોંધ

### ૧૯૬૦-૬૧ ની સાલમાં થયેલ ખર્ચ :

રૂા. ન.પૈ.
૭૪૦૬-૬૩ અનાજ
૬૩૮-૦૨ શાકભાજી
૧૯૮૦-૪૯ દૂધ-છાશ
૧૫૯૧-૯૨ ગોળ-ખાંડ
૫૨૪૯-૨૪ ઘી-તેલ
૨૧૮-૭૭ હવેજ-મસાલા-નીમક
૧૨૧૦-૦૦ સરપણાં
૧૪૨૯-૨૩ બતી-પાણી નું ઇલેકટ્રીક બિલ
૧૩૦૩-૬૪ પરચુરણ ખર્ચ : દળામણ, દાતણ, સરપણાં ફોડામણ, ચા,બાકસ વગેરે
૩૩૬-૯૫ વાસણ-ફરનીચર
૫૯૨૬-૩૩ પગાર
૫૯-૫૦ ટપાલ ખર્ચ
૨૨૪-૮૦ સ્ટેશનરી
૧૨૫-૮૨ રમત ગમત માટે
૧૦૨-૭૮ વાચનાલય માટે

૨૭૮૦૪-૧૨ કુલ્લ ખર્ચ-એટલે : ૨૩૧૭-૦૦ માસિક સરાસરી ખર્ચ-અને
૨૩-૪૦ વિદ્યાર્થીદીઠ માસિક સરાસરી ખર્ચ

### ૧૯૬૦-૧૯૬૧ ની સાલમાં જમા આવેલ રકમો

રૂ. ન.પૈ,
૧૪૪૮૫-૦૦ ભોજન ફીના વિદ્યાર્થીઓ તરફથી
૬૯-૦૦ ભોજન ખર્ચના મહેમાનો તરફથી
૨૮૭-૫૧ ભોજન ખર્ચના ભેટ-જમણના
૭૨-૦૦ અનાજ ફાળાના

| | |
|---|---|
| ૨૦૨૭-૮૯ | સાલ આખરે કોઠાર સામાન બાકીના થયા તે |
| ૨૦-૦૦ | સામાન ભેટના |
| ૧૧૫-૦૦ | વિદ્યાર્થીઓની પ્રવેશ ફીના |
| ૯૦-૦૦ | પરચુરણ-ડીપોઝીટ વગેરેના |
| ૧૭૧૬૬-૪૦ | કુલ્લ જમા |

૧૦૬૩૭-૭૨ વર્ષ દરમ્યાન ઘટાડાના

| રૂા. ન.પૈ. | ૧૯૬૧-૧૯૬૨ની સાલમાં થયેલ ખર્ચ |
|---|---|
| ૭૩૩૫-૬૭ | અનાજ |
| ૮૮૫-૨૮ | શાકભાજી |
| ૨૮૪૫-૪૦ | દૂધ-છાશ |
| ૮૭૪-૧૨ | ગોળ-ખાંડ |
| ૫૨૩૭-૨૩ | ઘી-તેલ |
| ૬૩૫-૩૬ | હવેજ-મસાલા-નીમક |
| ૧૦૭૦-૦૦ | સરપણાં |
| ૧૪૧૫-૮૭ | બતી પાણીનું ઇલેકટ્રીક બિલ |
| ૭૮૯-૫૧ | પરચુરણ ખર્ચ: દળામણુ, દાતણુ, સરપણાં ફોડામણુ, ચા, બાકસ, માટીનાં વાસણુ વગેરે |
| ૨૦૫-૫૭ | વાસણુ-ફરનીચર |
| ૫૫૬૭-૬૨ | પગાર |
| ૯૫-૩૯ | ટપાલ ખર્ચ |
| ૨૮૪-૫૦ | સ્ટેશનરી |
| ૪૩૭-૪૪ | રમત ગમત માટે |
| ૬૬૧-૨૬ | વાચનાલય માટે |
| ૧૧-૦૬ | પ્રવાસ ખર્ચ |
| ૨૧૯-૭૬ | રીપેરીંગ ખર્ચ |
| ૧૦૪-૦૦ | અહેવાલ ખાતે |
| ૩૭-૧૩ | દવા ખર્ચ |
| ૨૮૨૧૨-૧૭ | કુલ્લ ખર્ચ - એટલેઃ ૨૬-૦૦ વિદ્યાર્થી દીઠ માસિક સરાસરી ખર્ચ ૨૩૫૧-૦૦ માસિક સરાસરી ખર્ચ અને |

| રૂા. ન.પૈ. | ૧૯૬૧-૧૯૬૨ની સાલમાં જમા આવેલ રકમો |
|---|---|
| ૧૩૮૧૦-૦૦ | ભોજન ફીના વિદ્યાર્થીઓ પાસેથી |
| ૧૯-૦૦ | ભોજન ખર્ચના મહેમાનો તરફથી |
| ૧૧૫-૮૬ | ભોજન ખર્ચના ભેટ-જમણુના |
| ૮૦૧-૨૦ | અનાજ ફાળા તથા રોકડ રકમ ભેટના |

૧૮૮૮–૭૦ સાલ આખરે કોઠાર સામાન બાકીના થયા તે
૨૭૭–૯૧ બગીચાની પેદાશના
૩૯–૦૦ વિદ્યાર્થીઓની પ્રવેશ ફીના
૮૪–૦૦ પરચુરણ–ડીપોઝીટ–વગેરેના
૧૭૦૩૫–૬૭ કુલ્લ જમા
૧૧૧૭૬–૫૦ વર્ષ દરમ્યાન ઘટાડાના

## વિદ્યાર્થીભવનને મળેલ ભેટ–જમણ–વગેરે

### ૧૯૬૦–૧૯૬૧

૧. જુન ૧૯૬૦ માં કચ્છ માંડવીના શાહ હરજી લખમસી અને શ્રી પેથાભાઇ મેઘજી પટેલ તરફથી આંબા નંગ ૧૬૦ કિંમત આશરે રૂા. વીસના.

૨. તા. ૩–૮–૧૯૬૦ શ્રાવણ સુદ ૧૧ ને રોજ નખત્રાણાના ભાઇશ્રી ભાણજીભાઇ પચાણ તરફથી, તેમને ત્યાં સત્યનારાયણની કથા પ્રસંગે, વિદ્યાર્થીઓ અને કર્મચારીઓને વિદ્યાર્થીભવનમાં મિષ્ટાન્ન જમણ. ઘઉંનો શીરો, દાળ, ભાત અને શાક.

૩. તા. ૨૦–૯–૧૯૬૦ ને રોજ નખત્રાણાના ભાઇશ્રી કરસનભાઇ મનજી સાંખલા તરફથી, નવું મકાન તૈયાર થતાં વાસ્તુ પ્રસંગે, વિદ્યાર્થીઓ અને કર્મચારીઓને પોતાને બંગલે સાંજનું મિષ્ટાન્ન જમણ, બુંદીના લાડુ, દાળ, ભાત અને શાક.

૪. તા. ૧૩–૧૨–૧૯૬૦ ને રોજ નખત્રાણાના ભાઇશ્રી નથુભાઇ નાનજી તરફથી તેમના સુપુત્ર કરસનદાસનાં શુભ લગ્ન પ્રસંગે, પોતાને ઘેર, વિદ્યાર્થીઓ અને કર્મચારીઓને માંડવાનું મિષ્ટાન્ન જમણ. બુંદીના લાડુ, દાળ, ભાત અને શાક.

૫. તા. ૧૮–૧૨–૧૯૬૦ ને રોજ વિદ્યાર્થીભવનના મકાનમાં સમાજની જનરલ કારોબારીની સભા ભરાયેલ તે પ્રસંગે શ્રી દિલ્હી પાટીદાર સમાજ તરફથી વિદ્યાર્થીઓ, કર્મચારીઓ અને જનરલ સભામાં આવેલ સઘળા કાર્યકર ભાઇ-ઓને આખા દિવસ માટેનું જમણ. ચૂરમાના લાડુ, દાળ, ભાત, શાક અને ભજીઆં.

૬. એક સદ્‌ગૃહસ્થ તરફથી રૂા. ૫૧–૦૦ એકાવન રૂપીઆ રોકડા ખુશીભેટના મંત્રી શ્રી ખીમજીભાઇ નાગજી મારફત.

૭. આનંદસર (મંજલ) ના ભાઇશ્રી ધનજીભાઇ અરજણ તરફથી મસાલા વગેરે દળવાની ઘંટી લાકડાનાં થાળા સહિતની.

૮ મથલના કાર્યકર ભાઇઓ મારફત, મથલ ગામમાંથી, અનાજનો ફાળો, બાજરો સઇ ૭ કિંમત રૂા. ૭૨–૦૦ આશરેનો.

૯, મુંબઇના ભાઇઓ તરફથી દીવાળીની બોણી પ્રસંગની ભેટની રોકડ રકમો નીચે મુજબની તે પ્રમુખશ્રી શિવદાસભાઇ કાનજી મારફત–

